# સાંકળિયું

| ક્રમાંક | વાર્તા | પાનું |
| --- | --- | --- |
| ૧ | પહેલી પત્નીની | ૧-૧૩ |
| ૨ | સસ્તો પલંગ | ૧૪-[illegible] |
| ૩ | ફૂરસદિયાં મરાક | ૩૧-૪[illegible] |
| ૪ | વિધવાના વિનક | ૪[illegible]-[illegible] |
| ૫ | કાકઋષિ | ૫૪-[illegible] |
| ૬ | ગટરમાં ગંગાજળ | ૬૫-૮[illegible] |
| ૭ | શ્વાનસંભાવણુ | ૮૩-[illegible] |
| ૮ | અનાથાશ્રમની કન્યા | [illegible]૪-૧૧[illegible] |
| ૯ | કળજુગના વાનર ! | ૧૧૭-૧૨૭ |
| ૧૦ | વેડફાતો સંસાર | ૧૨૮-૧૩૭ |
| ૧૧ | વધ કે હજામ ? | ૧૩૮-૧[illegible] |
| ૧૨ | ભાળે બળતી કન્યા | ૧૫૩-૧[illegible] |
| ૧૩ | બાળવિનોદ | ૧૮૦-૧૮૪ |

# અર્પણપત્રિકા

જ્ઞાતિહિતચિંતક,

**શ્રી. નાનુભાઈ ઘેલાભાઈ શાહ**

ટાઈપ ફાઉન્ડરીવાળા,

શુભસ્થળ—**સુરત**

**મુરબ્બીશ્રી,**

વિ. સુરતી વીસા ખડાયતા જ્ઞાતિમાં જન્મીને, જનનીની કુખ અને કુળ ઉજ્વળનારાં સખાવતી કામો આપના દિલાવર દિલવડે થએલાં છે—**ખાસ** કરીને "સુરતી વીસા ખડાયતા વિદ્યોત્તેજક ફંડ"ની યશોજ્વલ કારકીર્દી આપના કેળવણીપ્રિય હૃદયને જ આભારી છે; **જીવનની ધન્યતા** માટે એ એક જ સ્તુત્ય **સેવાનું** આદર્શ દ્રષ્ટાંત પૂરતું છે; છતાં સુરતના કેવળ સંકુચિત વર્તુલને જ નહિ વળગી રહેતાં **સમસ્ત** ખડાયતા કેળવણી મંડળ, વિદ્યાર્થીભવન, પરિષદ, ખડાયતામિત્ર અને મુંબઈની ખડાયતાસમાજ ઉપરાંત આપણા ઈષ્ટદેવના મંદિરની પુનરુદ્ધારક ભંડોળ સમિતિ વગેરે જ્ઞાતિની મોટીનાની દરેક સંસ્થાને સહાનુભૂતિ અને સહાયવડે આપે પોષેલી છે. વળી સાચ્ચા ગર્ભશ્રીમંતને છાજતી ખાનદાની, શ્રીમંતાઈમાંથી તરી આવતી સચ્ચાઈને શોભતી સાદાઈ અને સ્નેહવત્સલ લાગણી સાથેના અનુપમ વિદ્યાવિહાર આદિ સદ્ગુણોનું જે નિર્મળ પ્રતિબિંબ આ નમ્ર હૃદયમાં પડેલું છે, તેના મધુર સ્મરણ તરીકે આ લઘુ પુસ્તક આપને સમર્પણ કરૂં છું.

કૃપાકાંક્ષી

**કેશવ હ. શેઠ**

# શ્રીમાન નાનુભાઈ ઘેલાભાઈ શાહ

## ટાઈપ ફાઉન્ડરીવાળા, સુરત

[ તેમના ઉજ્જ્વળ જીવનનાં સુન્દર સ્મરણો ]

દેશના ઘડાતા ઈતિહાસમાં સુરતની કોંગ્રેસનો પ્રસંગ ચીરસ્મરણીય રહેશે—જે વખતે સમસ્ત રાષ્ટ્ર સંગઠનનું એકત્રિતબળ કાંઈક વિભક્ત થતું હતું, તે જ વખતે એક જ જ્ઞાતિના બે ગૃહસ્થોનાં હૃદય ઈશ્વરી સંકેતાનુસાર એક થઈ રહ્યાં હતાં!

એ વાતને બે દાયકા જેટલાં વ્હાણાં વહી ગયાં; છતાં જાણે ગઈ કાલે જ એ મૈત્રી પ્રસંગ બન્યો હોય એમ આ લખતી વેળાએ લાગે છે. સ્વ. ત્રિકમભાઈ સાથે શ્રીમાન નાનુભાઇનો પહેલવહેલો પરિચય સુરતની કોંગ્રેસે કરી આપ્યો. ત્યાંનું મધુરૂં મિલન મૈત્રી સંબંધમાં સ્થિર સ્વરૂપે પરિણમ્યું અને આ સ્મરણો લખનાર પણ એ જ અરસામાં શ્રીમાન નાનુભાઇનો સાચો મિત્ર થઇ શકયો.

એક ફિલસૂફે કહ્યું છે કે વિચાર, ભાવના અને આદર્શોનું એકીકરણ હોય ત્યાં મૈત્રી સંબંધ ચીરસ્થાયી રહે છે. સ્વ. ત્રિકમભાઇ જેટલી જ શ્રીમાન નાનુભાઇને હૈડે જ્ઞાતિહિત માટે લગની લાગેલી એટલે ઉભય મિત્રોની મૈત્રી, જ્ઞાતિસેવાના વિવિધ કાર્યોની સાથે ઉત્તરોત્તર વૃધ્ધિ પામતી ગઇ અને તે ઠેઠ સુધી ટકી રહી.

શ્રીમાન નાનુભાઇનો જન્મ સુરતમાં સંવત ૧૯૪૨ ના અષાડ વદ ૫ને રોજ થયો હતો. તેમના પિતાશ્રી ઘેલાભાઇ અને કાકા ફીકાભાઈ–એ બન્ને કુટુંબ એકઠાં રહેતાં. ઘેલાભાઈ પોતાના એકના એક પુત્રને બહુ નાની ઉમરનાં મૂકીને ગુજરી ગયા અને નાનુભાઇ ન્હાનપણથી જ પોતાના વડીલ કાકા ફીકાભાઇની માયાળુ દેખરેખ હેઠળ ઉછરી, ભણીગણી મોટા થયા.

નાનુભાઇના પિતાશ્રી તથા કાકાની સંયુકત ટાઇપ ફાઉન્ડરી મુંબઈમાં ચાલતી. છેલ્લાં ચોવીસ વર્ષથી એ ફાઉન્ટરી મુંબઇ ( કાલબાદેવીરોડપર ) " શેઠ ફીકાભાઇ હરિવલ્લભદાસ અને સન્સ"ને નામે સમસ્ત દેશમાં મશહૂર છે, તે ફાઉન્ટરી, શેઠ ફીકાભાઇ સંવત ૧૯૬૪માં ગુજરી જવાથી પોતાની બાવીસ વર્ષની વયથી શેઠ નાનુભાઈને હસ્તગત થઇ, તે આજ સુધી તેમના કુશળ કારોબાર હેઠળ સારા પાયાપર ચાલી રહેલી છે.

તા–૮–૮–૧૯૧૨ને રોજ મુંબઇમાં ખડાયતા સમાજ સ્થપાઈ, તેમાં શ્રી. નાનુભાઈની દિલસોજ સહાનુભૂતિ અને ઉદાર મદદ મોખરે હતી. સમાજની સ્થાપના વખતે જ તેઓએ રૂ. ૧૦૧ જેવી સારી રકમની સખાવત કરેલી. પોતે સમાજના ઉપપ્રમુખ હોઈ તેના ઉદ્દેશો બર લાવવામાં હમેશાં પ્રયત્નશીલ રહે છે. સમાજ તરફથી શ્રી કોટયર્કજીનો ઉત્સવ જે ચાલુ થએલો, તે શ્રી. નાનુભાઇના સ્તુત્ય પ્રયાસને આભારી હતો. તે ઉપરાંત મુંબઇ જેવા શહેરમાં બહારગામથી આવતા જ્ઞાતિભાઈઓનાં સુખ સગવડ સારૂ વસતિગૃહ ઉઘાડવા તેમજ અન્ય સામાન્ય ઉત્સવો ઉજવવાને અંગે શ્રી નાનુભાઈનાં પ્રેરક બળો પ્રશંસનીય

હોય છે. સમાજની દરેક સભામાં તેમની જેમ હાજરી હોય, તેમ થતા ઠરાવોના અમલ માટે તેમની તીવ્ર લાગણી પણ હોય જ.

ખડાયતામિત્રના જૂના મિત્રમંડળના પણ પોતે સભ્ય હતા. તેના પ્રચાર માટે શરૂઆતથી તે અદ્યાપિપર્યંત પોતે સહાય અને સહાનુભૂતિ દર્શાવી રહેલા છે–એટલું જ નહિ પણ લવાજમ ઉઘરાવી લેવાનું અતિ કંટાળાજનક કાર્ય વ્હોરી લેવામાં પણ શેઠ નાનુભાઇને બીલકુલ સંકોચ થયો નથી. પોતે ખડાયતા-મિત્રને પોતનું માની, દરેક રીતની શક્ય તેટલી સહાય કરવામાં હમેશાં તત્પર રહે છે.

અમદાવાદના ખડાયતા છાત્રાલયના તેઓ પહેલા વર્ગના સભ્ય છે. મધ્યસ્થ કેળવણી મંડળમાં રૂ. ૧૦૦૧ જેવી નાદર રકમ ભરી પોતે પેટ્રન થએલા છે. ખડાયતા પરિષદના પ્રખર હિમાયતી હોઇ, દરેક બેઠકમાં હાજરી આપે છે અને કેળવણીની ઉત્તરોત્તર અભિવૃદ્ધિ અને તેનો પ્રચાર જ્ઞાતિમાં બહોળા પ્રમાણમાં થાય, એ હેતુથી કેળવણીની દિશામાં તેઓ ગુપ્ત બક્ષીસો કર્યે જ જાય છે.

સુરતી વીસા ખડાયતા વિદ્યોત્તેજક ફંડનો પાયો તેમને જ હાથે નંખાયો, એમ કહીએ તો ચાલે. તેઓશ્રીએ તેમાં રૂા ૧૬૦૧ જેવી ઉદાર રકમ ભરવા ઉપરાંત સુરતના વિદ્યાર્થીઓ જે મેટ્રિક સુધી હવે પહોંચી શકે છે, તે તેમના જ સખાવતી હૃદયને આભારી છે. પ્રસ્તુત ફંડના પ્રમુખ તરીકે તેઓએ ફંડની કાર્યવાહી સુવ્યવસ્થિત થતપણે શોભાવેલી છે, તે તેના પ્રત્યેક વર્ષે પ્રકટ થએલા વાર્ષિક અહેવાલપરથી જોઇ શકાય છે.

શ્રીમાન નાનુભાઇનું જીવન ધાર્મિક સંસ્કારોથી ઓતપ્રોત છે. વૈષ્ણવ સંપ્રદાયપરની તેમની સાત્વિક શ્રદ્ધા સ્તુતિપાત્ર

ગણાય. દર્શન સેવા ને ભક્તિભાવથી ભરપૂર "ધન્ય" જીવન કોને કહેવાય, તે જાણવું હોયતો શ્રીમાન નાનુભાઇના જીવનને જાણવું.

આપણા ઈષ્ટ દેવ શ્રી કોટયર્કજીના મંદિરની પુનરુદ્ધારક સમિતિના પોતે વ્યવસ્થાપક મંડળના સભ્ય હોઈ, તેના ભંડોળમાં પણ રૂ. ૧૦૦૧ ભરેલા છે, તે ઉપરાંત ઇષ્ટદેવની આખા દિવસની સેવા ખાતે રૂ. ૫૦૦) આપ્યા છે.

શેઠ નાનુભાઇ સાચા જ્ઞાતિહિતચિંતક છે, તેમની કર્તવ્યપરાયણતા અન્ય બંધુઓને અનુકરણીય છે. તેમની સદાચારણ અને પરોપકારવૃત્તિ વંદનીય છે. પોતે માયાળુ હોઈ તેમનો મિલનસાર સ્વભાવ તથા ઠરેલ ને શાંત પ્રકૃતિ પ્રશંસનીય છે. શ્રીમાન નાનુભાઇને જ્ઞાતિહિત માટે હજુ ઘણું ઘણું કરવાના કોડ છે; પ્રભુ તે પૂરા પાડે, એટલું ઇચ્છી, તેમના વંશની વૃદ્ધિ ચાહી, આ સુન્દર સ્મરણો સમેટતા પહેલાં, તેમના જીવન સાથે આબાદ બંધબેસતા આવતા નીચેના સુભાષિતનું સ્મરણ થયા સિવાય રહેતું નથી:—

**वदनं प्रसाद सदनं सदयं हृदयं सुधामुचोवाच:।**
**करणं परोपकरणं येषां केषां न ते वंद्या:॥**

કોઠારીપોળ (ચંગપોળ) } મગનલાલ ચિમનલાલ દેસાઈ
**અમદાવાદ**

# પ્રસ્તાવના

" વાતો " મારો મૂળ વિષય નથી કે એનો હું વ્યસની નથી; છતાં, ફૂલમાંડવાની પાસે થઇને જઇએ, તો જેમ ફોરમ સ્પર્શ્યા સિવાય ન રહે, તેમ 'કળિ'ના સામ્પ્રતયુગે જ્યાં વાતોની જ વસંતનાં સામ્રાજ્ય હોય, ત્યાં તેનાં આકર્ષણ થયા વિના કેમ રહે ?

એટલે વાર્તાસાહિત્યને તરછોડવા જેટલો નથી થઈ શક્યો અરસિક કે નથી કેળવી શક્યો સંયમ. પરિણામે, રસવૃત્તિને પોષક કાવ્યસાહિત્ય સાથે, વાર્તાવિષયનું જે વસ્તુ જડ્યું, એના આલેખનનો પ્રથમ પ્રયાસ, તે " કળિયુગની વાતો. "

નાયક—નાયિકાનાં મિલન, વિવાહવૃત્તિ, વિઘ્નો, પરિણામે લગ્ન કે પશ્ચાતાપઃ એ કાઠિની, જથાબંધ ઘડાતી વાતોથી " કળિયુગની વાતો " નિરાળી છે; શાથી કે તેનું દ્રષ્ટિબિન્દુ સંસારમંડાણનું નથી, પણ મંડાયલા સંસાર પછીના જીવનસંગ્રામનું છે.

બધી વાતો મૌલિક છે. બીજી, ત્રીજી, ચોથી, છઠ્ઠી, આઠમી, દસમી ને બારમી એ વાતો, કેવળ "વાતો"જ નથી, પણ જીવતાં કે જીવીને કરમાયલાં જીવનની, સગી આંખે જોએલી કે અનુભવેલી સાચી ઘટનાઓ છે. બાકીની વાતોમાં વ્યંગ, વિનોદ ને પ્રબોધ છે :

વિનોદી ઢબે ગોઠવાયલા ક્રમવાળી પ્રસ્તુત વાતો, રસજ્ઞ-વાચકોને રૂચશે, ખૂંચશે કે પચશે, તે તારવવાનું કામ મારૂં નથી—ન્યાયપ્રિય નિરીક્ષકોનું છે.

કેશવ હ. શેઠ

# પહેલી પચ્ચીસી

## ૧

એ પ્રતિમા હતી.

> નથી સમજી શકતો કે તે શાની હતી.<br>
> નથી કલ્પી શકતો કે તે ક્યાં હતી.<br>
> નથી આલેખી શકતો કે તે કોની હતી.<br>
> સ્મરણ છે એટલું જ, કે તે પ્રતિમા હતી.

એની આસપાસ નાનકડી ફૂલવાડી હતી. પ્રહ્લાદના બધાય દિવસો તેને તાજી ને લીલી રાખતા. શિયાળો તેમાં સુગન્ધ ભરતો; ઉન્હાળો તેમાં તેજ પૂરતો ; વર્ષા તેમાં સૌન્દર્ય સિંચતી , ને એ સુગન્ધ, તેજ ને સૌન્દર્ય એ અપરિચિત પ્રતિમાને સમર્પણ થતાં.

તે અદ્‌ભુત પ્રતિમા, ફૂલવાડીની મધ્યમાં વિરાજતી. વચ્ચે ફુવારો હતો. તેમાંથી અષ્ટપ્રહર સ્નેહની શેડયો ફૂટતી, ને શિકરશિકરે પવિત્રતા પથરાતી, પવિત્રતાના ખાતરમાંથી જ્ઞાનભક્તિના ફણગા ફૂટતા: એ સ્નેહ ને એ પવિત્રતા; એ જ્ઞાન ને એ ભક્તિ–સૌ પ્રતિમામાં જઇ સમાતાં.

ફુવારાનાં અમૃત તેના હોજમાં ઝીલાતાં. રોજને રોજ, એ હોજ કને, સર્વદમનના રમાડેલા સિંહો રમતા ને સીતાએ ઉછેરેલાં હરણાં ખેલતાં; ઉભય એક આરે હોજમાંનાં અમૃત પીતાં.

ફૂલવાડીની લતાલતાએ, કલરવતાં મધુરવાં વિહરતાં. મધુરવાંને મુખડે મુખડે વેદટંકાર થતો, ને ત્યાંનું સારુંય વાતાવરણ અહોનિરંતર પતિતપાવન રહેતું.

મધ્યાહ્ન તપી, સ્હામેથી સન્ધ્યા આથમી, ઉષા અહીંથી જ ઉગતી હોય એમ લાગતું.

પ્રત્યેક પ્રહરે અહીં શારદ–નારદની જ્ઞાન–ભક્તિના ભાવગૂંથી વેણું વાતી. સૂર્યોદયનાં કિરણ કિરણની કલા–લીલાએ ચેતન પ્રકટતાં, ને ચારુ ચન્દ્રોદયે, અમીસુધાની વૃષ્ટિ થતી; અમૃતવર્ષણમાં એ પુણ્યપ્રતિમા અવગાહન કરતી.

અગમ્ય, અદ્‌ભુત, અનોખી એવી એ પ્રતિમા હતી.

## ૨

દેહીની દૃષ્ટિને તે જડ ભાસતી, છતાં તેને જોનારનાં જીવન પુનર્જીવન પામતાં, ને પ્રાણે પ્રાણે પ્રેરણા પૂરાતી.

"કોની હશે એ પ્રતિમા ?" જાણવા સારૂ આ પામર જીવ જીજ્ઞાસુ બન્યો.

પાસે જ પર્ણકૂટિ હતી. ત્યાં જ્ઞાન–કર્મની ગગનચુમ્બિત ધૂણી ધખતી. અખંડ અહીં સાધુના અડીંગા હતા. તે પ્રાતઃ, મધ્યાહ્ન ને સાયંકાળે, પ્રતિમાને ધૂપ, દીપ ને નૈવેદ્ય ધરતા ને કેવફૂલડે તેનાં પૂજન કરી, પોતે પ્રસન્નમન પ્રસાદ વહેંચતો, એમ વિશ્વકલ્યાણ સધાતાં.

મેંય ત્યાં પલાંઠી વાળી. મળે તે પ્રસાદ આરોગતો ને પાવન થતો.

"એમ ક્યાં સુધી ?" કોણ જાણે.

એ પુણ્યધામ ને એ પવિત્ર વાતાવરણઃ ને એથીય અદકેરી આકર્ષક પેલી પ્રતિમામાં રસતરબોળ થતો, ભાનભૂલ્યો હું, સાધુના એકતારાને છેડતો. છેડતો ને એના ઝણુઝણાટથી અંતરમાં કોઇ અનનુભૂત આલાપ ઘંટાતો.

નિકટમાં ન્હાનું ઝરણું ઝરતું. ત્યાં પાળ બાંધી, તૃષાતુર થાઉં ત્યારે તેમાંથી જળપાન કરતો.

પરાગભર્યો અણુદીઠ અનિલ વહેતો ને ફૂલવાડીનાં ફૂલ મારી પથારીએ વેરતો. "હા......શ" કહી તેને હૈયે ચાંપતો ; ને આમ અંતરિયાળ, ઘરબાર ભૂલી, રમતીઆળ બની, ક્ષણેક્ષણે નવીનવી રમણીયતામાં રમણ કરતો.

પણ પુણ્ય પરવાર્યાં હશે !

આજે મ્હારી વર્ષગાંઠ હતી. પ્હેરોઢિયે ઉઠ્યો. પ્રાતઃ-સ્નાન કર્યું ને સાધુના એકતારાને છેડવા જતાં જ એનો તાર તૂટ્યો ! ઘણાય કીધા નિષ્ફળ પ્રયાસ, પણ ન સંધાયો તાર કે ન સુણાયાં ફરી સંગીત !

અકળાયલો જીવ જળપાન કરવા દોડયો; પણ પાળે બંધાયલું ઝરણજળ તો ગન્ધાઇ ઉઠયું હતું !

ગૂંચવાયલું મગજ હળવું થશે–માની પુષ્પોની ખુશ્બો લેવા લલચાયો; ત્યાંય હતાશ થયો. ચિન્તાડે ચંપાયલાં એ સુકોમળ કુસુમ કરમાઇ ગયાં હતાં !

"વર્ષગાંઠના ઉગતા મુહૂર્તે જ આવા અપશુકન !" આત્મા કકળી ઉઠયો.

ગુલાબી પ્હેરોઢિયે ભર્યાસંસારમાં કેવળ કલ્લોલ હતો, ત્યારે હું જ એકલો ઉલૂક જેવો જીવ બાળતો જોઇ, દિશાઓ મને હસી રહી હોય એમ લાગતું.

"પ્રતિમાનો કોપ હશે ?" શૂન્ય હૃદયમાં વ્યાપતા અન્ધકારદળેથી ઉડતો તરંગ ઉછળ્યો.

" પ્રતિમા કોપે જ શાની !" તરંગ ઉછળ્યો તેવો જ ચીરમી ગયો.

"ત્યારે બન્યું છે શું ?" બુદ્ધિને કશી જ સૂઝ ન પડી. આંખોની પાંખો આકાશગમ તદાકાર થઈ. તેણે આછું-ચેરૂં અમૃતચોઘડિયું આલેખ્યું. ક્ષણ ઝબકીને નભોમંડળમાં લપાતા વિદ્યુત તેજ જેવું એક ઉજ્જ્વલ રશ્મિ દીઠું; તે દીઠું ન દીઠું ને ક્યાંય વિલીન થયું; તથાપિ તેણે મારો પંથ ઉજાળ્યો. મને સૂઝયું:- "લાવને એ સાધુને જ પૂછી લઉં."

પગલાં પર્ણકૂટિ ભણી વળ્યાં. હમણાં જ સાધુ સમાધિમુક્ત થતા હતા. સૂર્યોદયે ઉઘડતી પદ્મ-પાંખડી પેઠે તેમની બીડાયલી આંખડી હમણાં જ ઉઘડી-ઉઘડતી હતી.

આ પામર પ્રાણીની ચાતકદૃષ્ટિએ, અંતર ભરીભરીને, સંતની અમીદૃષ્ટિનું પાન કર્યું. દેહે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કીધા. પ્રાણપંખેરૂએ સંતના મહાપ્રાણનાં માનસિક પૂજન કીધાં : અને કેવું એમનું તપોબળ ! સંતજી જીવનજીજ્ઞાસા સહસા જ કળી ગયા.

"શું જાણવું છે જુવાન ?" ગેબી કોઇ પડછન્દવા જેવો સાધુમુખથી શબ્દટંકાર થયો. મને બળ મળ્યું. એ પ્રબળે જ પ્રતિમા વિષે-કેવળ પ્રતિમા વિષે જ-પૃચ્છા કરી શક્યો ; બીજું તો કશું જ ન પૂછાયું.

સાંભળીને સન્તે સહજ સ્મીત કર્યું. અવાક્ એમ કેટલીય ક્ષણો વીતી, ને પરાગ પમરાવતી શીતળ એક સમીરલહરી અંગસ્પર્શન કરીને વહી ગઇ, ત્યારે પાછો હું સ્વસ્થ થયો. એકનો એક પ્રશ્ન પુનઃ મેં સાધુ સમક્ષ ધર્યો, ત્યારે સંતે પૂછ્યું:—

" આજે તો ત્હારી વર્ષગાંઠ છે ને ? "

"જી": કોઇ વ્હાલા સુહૃદ સાથે ખુલ્લા દિલે વાત થાય. એમ લોહચુમ્બકવત્ સાધુ પ્રત્યે વાત કરવા હું આકર્ષાયો:

"ફરવા નીકળ્યો હતો. ફરતા ફરતા ચરણ અહીં આવી ચડયા. જગતની વિશ્રાન્તિનું શાંત એકાન્ત આ સ્થળ, જીવનભરમાં આજે જ નિરખું છું. લાગ્યું કે અહીંજ દિવ્ય આનંદમાં નિમજ્જન થશે—"

" દિવ્ય આનન્દમાં નિમજ્જન ? " કોઇ અગમ્ય ગુહામાંથી પડઘો પડ્યો ભીતરને ભેદી ક્યાંય વિલીન થયો : રૂપાના થાળમાં મોતી વેરાતાં હોય એમ દિગન્તમાંથી અટ્ટહાસ્ય થયું. હું ઝંખવાણો પડ્યો.

" જ્ઞાનપિપાસુ છે, નહિ ? " સંતે પૂછ્યું.

" ઇંગ્લિશ-ગુજરાતીનો પીઢ અભ્યાસક ગણાઉં છું. ઘણાય ગ્રંથોને મારા કીધા, છતાં-છતાં, હૃદયના શાન્ત જીવનના ઉજ્જવળ અભિલાષ તો—"

"કેટલામું વર્ષ બેઠું ?" વચમાં જ સાધુનો બુલન્દ બોલ પડ્યો. મેં વર્ષાંક કહ્યો.

"કર્મને ચોપડે શું શું જમે મંડાવ્યું ?" પાછો સુન્દર છતાં મર્મવેધી સરોદ સર્યો. હું અવાક્ રહ્યો. પુનઃ પ્રશ્ન થયો :—

"દીઠા છે પુસ્તકીઆ કિટક ?"

મને તમ્મર આવી. અન્ધકાર અનુભવતાં મારાં આંસુ-ભીનાં લોચન સાધુએ દબાવ્યાં ન હત, તો પવન તોફાને ઢળી પડતી કદળી પેઠે પડી ગયો હત. કમંડળમાંથી ગંગાજળ છાંટી સંતે મને સ્વસ્થ કર્યો ને ચક્ષુ ખુલ્યાં.

વિરાટ સ્વરૂપનાં દર્શનાર્થ શ્રી કૃષ્ણે પાર્થને સૂક્ષ્મ ચક્ષુ દીધાં હતાં ને ? મને પછી જ માલમ પડયું, કે લોચન દાબતા સંતે સ્થૂળ પડળને સ્થાને સૂક્ષ્મ કીકી ગોઠવી હતી : કેટલા એ દયાળુ !

અને કેવો ભ્રમ ! માનતો હતો કે પૃથ્વીના અવતારી મહાત્મનની એ પ્રતિમા હશે; પણ હવે જ જોઇ શક્યો, કે એ તો મારા-તમારા સરખા મનુષ્યાત્મનની જ સંયુક્ત એક પ્રતિમા હતી !

"શું વિચારે છે, બેટા ?" કહીને સાધુએ પ્રતિમા ભણી મારૂં ધ્યાન ખેંચ્યું. ત્યાં દૃષ્ટિપાત થતાં હું તાજુબ થયો.

મુખથી સહસા જ શબ્દો સરકી પડયા :–" અહો ! પંદરમે વર્ષે ધર્માધિકારી થએલો આ તો જ્હોન ડી. મેડીસાઇ ! ! ફર્ડિનાન્ડને રાજ્યખટપટમાં હંફાવનાર ! જે ભરયૌવનકાળે તો " દશમો લિયો " ઉપનામથી પોપ ધર્માધ્યક્ષનું મહાન પદ પામ્યો હતો ! એના પંદરમા વર્ષનું ધર્માધિકારી તરીકેનું કેવું યશોજ્જ્વલ આત્મસ્વરૂપ ! ! "

" ને તું એનાથી મોટી વયનો છે, નહિ ? સુણાવશે મ્હારા વહાલા જીવનનું જમા પાસું ? "

"જીવનનું જમા પાસું ?" સંતનો પ્રશ્નપડઘો અંતરના ઊંડી નાદ સાથે ઘુંટાઇને વારંવાર મારા વ્યર્થ ભૂતપૂર્વ જીવનની યાદ આપવા લાગ્યો. શો ઉત્તર દઉં ? શરમાયો : સંકોચનો માર્યો નીચું જોતો હતો, એવામાં તો પ્રકાશનું એક કિરણ સંમુખ થઇને પસાર થયું, ને સહસા જ નેત્રો પેલી પ્રતિમા તરફ ઢળ્યાં; ત્યાં મેં શું દીઠું ?

૩

ઘુંટી ઘુંટીને ગળે ઉતારેલા ફ્રેન્ચ ઇતિહાસનું એક જ્વલંત પાત્ર ! મેડિસાઇની આકૃતિ તો હવે ક્યાંય અલોપ થયલી લાગી. મેં જોયું કે પ્રતિમામાં, ફ્રેન્ચ પ્રજામાં સર્વોત્તમ ગણાયલો એ પેસ્કલ હતો : જેણે પોતાની સોળ વર્ષની વયે અમૂલ્ય ગ્રંથ લખ્યો હતો. !

"શું વિચારે છે, યુવાન ?" સન્તનો સુકોમળ પ્રશ્ન પણ હવે વજ્ર સમો લાગવા માંડ્યો. પંદર–સોળ વર્ષના કયાં એ પૂજય આત્મનો ને કયાં હું એમનાથી ઉમરે મોટો પણ દેવાળિયો દેહી !!

"પ્રતિમાને પૂરી જ પિછાનવી છે ને? અય નૌજવાન! આમ જો ; ગભરાતો ના: વાર, ગ્રીસનો ઇતિહાસ તો વાચ્યો છે ને? આલેખ એ પ્રતિમામાં પ્રાચીન ગ્રીસનો ગૌરવાન્વિત આત્મા"

મેં જોયું કે પ્રાચીન ગ્રીસનો મશહૂર ઇતિહાસવેત્તા હતો એ. જે સત્તરમેં વર્ષે તો વકીલ થયો હતો, એ જ એ ગ્રોસ્યસ !

"અને આટલી ઉમરે તું ?"

"હું ? પ્રભો ! પૂછશો જ ના. હવે હું મુઝાઉં છું; નથી સહન થતું; દીક્ષા–દી......"

"ખામોશ; બચ્ચા ! ગળગળો ન થા. દીક્ષા તો પ્રતિમાદ્વારા જ પમાશે–જો પાત્રતા હશે તો. નજર કર: હવે શું નિરખાય છે પ્રતિમામાં ?"

"કલાપી આ તો !" સહસા જ મારાથી ચીસ પડાઈ ગઇ. અઢારમે વર્ષે તો એ સ્નેહી કવિએ કેવો સુન્દર કાશ્મીરનો પ્રવાસ લખ્યો હતો ! જેનો છવ્વીસમેં વર્ષે તો દેહોત્સર્ગ થયો; દરમિયાન 'કેકારવ' ઉપરાંત ખંડકાવ્ય,

વાર્તા, પત્રો ને સંવાદો આદિનું કેટલુંય શાશ્વત સાહિત્ય ગુર્જરી દેવીને ચરણે ધર્યું હતું !

"ને એ તેની પ્હેલી જ પચ્ચીસી હતી, નહિ? જન્મીને આટલા જીવનમાં એકનાં પણ આંસુ લૂછ્યાં છે ત્હેં? પ્રતિમાને આલેખવી હજુ તો અધૂરી છે. બે આંખે કેટકેટલું નિહાળીશ? નૌજ્વાન! જોવાય તો જોઇ લે—કાર્થેજના મહાન યોદ્ધા હાનિબાલને; જેણે પચ્ચીસમે વર્ષે જ સમસ્ત ઇટાલીને સર કર્યું હતું; અને નિરખી લે પેલા વીર નેપોલિયનને; જેનું એટલી જ વયમાં જગતભરમાં નામાંકિત નામ થયું હતું; સિકંદરનો યશોજ્જ્વલ આત્મા તારી આંખોને આંજી નાખતો ન હોય, તો કર એનાં પચીસમા વર્ષની પ્રતિકૃતિનાં નિદર્શન; જ્યારે એણે ઇરાનના બળવાન રાજ્યને તારાજ કર્યું હતું. તુર્કરાજ્યનો પરાજય કરનાર જો પેલો ડોન જહોન; એનાયે પહેલી પચ્ચીસીના જીવનની આકૃતિ આલેખાય છે ને?"

"પ્રભો! ત્યારે લોક પોતાના જીવનની પહેલી પચ્ચીસીને 'ગદ્ધાપચ્ચીસી' કહી શા સારૂ અવગણતા હશે?"

"પૂછ ત્હારા અંતરને; તું શા સારૂ અવગણના કરી રહ્યો છે? અંતઃકરણ તને અવાજ સંભળાવશે, કે પ્હેલી પચ્ચીસીનો એ અણુડહોળાયલો શક્તિધોધ વેડફી

નાખવા જેવો **નથી. જમાનાને** વશ **ન થવાય, તો એ** જ પચ્ચીસીવડે નવો જમાનો જન્માવાય **છે. જવાન! મહાન** કાર્યોનાં મંગળાચરણ એ જ પચ્ચી**સીથી** મંડાયાં **નથી** શું?"

"પડળ ઉઘડે **છે, પ્રભો!**"

"ને શ્રવણેન્દ્રિયનેય ઉઘાડી રાખ: **જો;** પ્રતિમાની પછવાડેથી શું સંભળાય છે?"

પ્રભુના આદેશસરખું મેં સાંભળ્યું **આ સૂત્ર:—**

"The History of Heroes is the History of youth; almost everything that is great has been done by **youth.**"

"ખરૂં **છે એ:** સ્વામી! પણ મ્હારી પચ્ચીસી તો પસાર થઈ ગઇ; હવે—"

"જાગ્યા ત્યારથી સ્હવાર: હજુયે મોડું નથી થયું. પરભવમાં આદરેલાં અધૂરાં, પૂરાં કરવા તારો **આ** ભવે અવતાર છે, **તે** તત્વ ભૂલી ન જા; કરજ અદા કર ને કરજમુક્ત થા."

"આનન્દ વિલાસમાં ટેવાયલું મનમર્કટ કુદકા જુદી જ દિશાએ ભરે છે; પુરૂષાર્થ ને પરાક્રમ માટે નથી ચાલતુ હૈયું કે નથી જોતો હિંમત"

" શાથી કે હિંમતની તને કિંમત નથી. કેવળ પરાવલંબન; કેવળ સંકુચિત દષ્ટિ—" કહીને સંતે સ્મીતહાસ્ય કર્યું. પાછા બોલ્યાઃ—" અંગ્રેજી-ગુજરાતી સાહિત્યના પીઢ અભ્યાસકને હતાશ થવું છાજે ? "

" જવા દો એ ઉપાલંભો; પ્રભો ! વ્યંગથી અંગ ચચણી ઉઠે છે. પાણીમાં પડ્યાં છે મ્હારાં વર્ષો ને વાચન; હવે તો બતાવો એ દિશાએ દોરાવાનું રહ્યું."

" હમણાં જ કહ્યું કે સંકુચિતવૃત્તિ અને પરાવલંબનની દ્રષ્ટિ દૂર થવી જોઇએ; બેટા ! પરાયા તમ્બુરાવડે એકાકી આનન્દ મેળવવા જતાં પરિણામે તાર તૂટે, ફરી તે સન્ધાય ના: ને સંગીતનો આનન્દ લેવાય ના; સ્વચ્છન્દે વહેતા જળ-ઝરણાની આડે પાળ બાંધી એ નિર્મળ નીરનાં બંધિયાર પાણી બનાવીએ તો ગન્ધાઇ ઉઠે જ ને ? સહજ પ્રાપ્ત થતાં કુદરતી પુષ્પોની ખુશબો લેતાં ન આવડે, તો એ વિલાવાનાં જ : સુમુક્ષુ માનવી ! કાંઇ સમજાય છે ? જ્ઞાન, સૌંદર્ય ને શક્તિને ખીલવાય ખરી, ચૂંથી ન નંખાય; તેનો લાભ ને લ્હાવ લેવાય ખરો; પણ તેની દુકાન ના મંડાય: એ તો જેમ કૃષ્ણાર્પણ થાય તેમજ તેની ફોરમ ફોરતી રહે. પુરૂષાર્થવડે જ પુરૂષ, પુરૂષ બને છે; પરાક્રમે જ માનવદેહ દેવોનેય દુર્લભ બને છે—અને એનો શુભ સમારંભ ક્યારથી ? "

"જીવનની પ્હેલી પચ્ચીસીથી." આટલું બોલું છું, ત્યાં તો મલયના મિઠ્ઠડા વાયુ વાયા ને અન્તરિક્ષથી પારિજાતકની પુષ્પવૃષ્ટિ થઇ. એ ધન્ય ક્ષણે જ સંગીતના સરોદ સુણાયાઃ—

"Nurture your mind with thoughts,
To believe in the heroic makes heroes"

અને માનશો ? ઝરણાની પેલી પાળ તૂટી હતી તેનાં બંધીઆર પાણી, ખળખળ અવાજે, મુશળધારે થતી વર્ષાહેલીનાં પૂર જેવા પ્રચંડ પ્રવાહે મારા તરફ ધસી આવતાં હતાં. 'ચેત, નહિ તો તણાયો' એવા ભય ને ભણકાર સાથે બેઠો હતો ત્યાંથી હું ઉઠ્યો અને, અરેરે! મેં શું દીઠું ? શું સાંભળ્યું ! જોયો ચાર પાયાનો પર્યંક ને સુણ્યા મધ્યરાત પછીના, ઘડિયાળમાંના ત્રણ ટકોરા! ત્યારે શું આ બધું સ્વપ્નમય જ હતું ! ગમે તે હોય; હજીય ને હમેશને વાસ્તે આટલું સ્મરણ તો જળવાઇ રહેશે, કેઃ—

"To believe in the heroic makes heroes"



# સસ્તો પલંગ!

૧

આજે ધનતેરશ હતી. એટલે ચિનુ ને મણિ મળસ્કે ઉઠ્યાં, ને ન્હાઇ ધોઇ વહેલાંવહેલાં પરવારી ગયાં.

ધનપૂજનનું મંગળ મુહૂર્ત પ્રભાતના પહોરમાં જ હતું; તેથી પૂજાપા ઉપરાંત પંચામૃત, પુષ્પો ને ધૂપદીપાદિના સાહિત્ય સાથે નૈવેદ્યના દૂધ-પૌંઆ વગેરે વસ્તુઓ સ્વામીને તૈયાર કરી આપ્યા પછી, આંગણે રંગબેરંગી સાથિયા ને રંગોળ પૂરવાની તૈયારીઓ કરવામાં મણિ રોકાઇ.

ચિનુ સ્નાન કરીને પૂજા કરવા બેઠો. મણિ રંગોળ પૂરી પરવારી અને ચિનુએ કર્પુરાર્તિની ઘંટડી વગાડી.

યુગલે આરતિ લીધી. લોચન ભરીભરીને ઇષ્ટદેવનાં દર્શન કીધાં, ને દૂધપૌંઆ તથા પંચામૃતનો પ્રસાદ લઇ બન્ને જણ પોતાને પાવન થયાં માનવા લાગ્યાં.

ધનપૂજન સમેટાયું. પૂજનમાં મૂકાયલાં બાબાશાહી ને કલદાર નાણાંની સાથેનાં ઘરેણાંમાંથી મણિને પહેરવા યોગ્ય હતાં, તે ચિનુએ તેને આપ્યાં, ને તેણે પણ, તુળસીના મણકા સાથે ગંઠાયલી હીરાકંઠી પહેરી.

"પણ એકલી હીરાકંઠી જ કેમ? વીંટી ક્યાં ગઇ?" મણિએ અધિરાઇ બતાવતાં ચિનુને પૂછ્યું.

ચિનુએ ઉંડો નિ:શ્વાસ નાખ્યો ને મણિ ન જાણે એમ આંખમાં આવેલાં ઝળઝળીઆંને તેણે લૂછી નાખ્યાં.

ચિનુને નિરુત્તર રહેલો જોઇ મણિના મનમાં વધારે ગભરાટ થવા લાગી. ખાસ કરીને આજ સપરમે દહાડે અને તેય વળી પ્રભાતના પહોરમાં જ વીંટી ખોવાય, એ કેમેરાંથી કેમ ખમાય! મણિએ વીંટી વિષે ફરીથી પૂછ્યું.

ચિનુને ખુલાસો કરવાનો અત્યારે વખત ન હતે,। અથવા તેને એમ પણ લાગ્યું હોય કે પોતાની સુશીલ પત્નીનો સુખીઓ જીવ દુ:ખમાં નાખવો એ ઠીક નથી. એટલે તેણે હાલ તો ટૂંકામાં જ પતાવ્યું:—

"તું અમથી ઉંચો જીવ કરે છે; વીંટી નથી ખોવાઇ; એ રહી. એ વિષે આપણે રાતે નિરાંતે વાતો કરીશું."

સ્ત્રીને સમજાવવામાં પુરુષો કાંઇ ઓછી કામેલિયત વાપરે છે? ભોળી મણિએ રાતની મુદતે મન વાળ્યું ને બન્ને પોતપોતાના કામમાં ગૂંથાયાં.

૨

ચિનુ દસ વાગે કંસાર જમીને ઑફિસમાં ગયો. માનીએ કે એ તો એના કામમાં પડયો એટલે એને કશું ન સાંભરે, ને સાંભરે તો કદાચ ઓછો જીવ બળે; પણ મણિ?

મણિને તો ઘેર જ આખો દિવસ ગાળવાનો હતો ને? એ તો હરતી જાય, ફરતી જાય અને ડગલે ને પગલે વીંટીવાળી વાત તેને સાંભરતી જાય. કશું ચેન જ ન પડે. સહીપણીઓ મળવા આવે કે બહાર બેસવા બોલાવે, તો આજે શરીરે જરા ઠીક નથી–કહીને એકલી પડી રહે. "વીંટીનું શું થયું હશે?" તેને તો એ જ સ્મરણ થતું હતું.

વેચવા જતાં ભાગ્યે જ વીંટીના પાંતરીસેકથી વધુ રૂપિયા ઉપજે. મણિનું દિલ દાઝતું હતું, તે વીંટીની

કિંમતથી નહિ, પણ એ ચીજ એને લગ્ન પ્રસંગે પ્રેમની બક્ષીસ તરીકે મળેલી હતી, એટલા માટે તે વ્યાકુળ થતી હતી. ચિનુએ આપેલી ભેટ મણિએ ચિનુને જ વાપરવા આપી હતી અને તેમાં લમસ્નેહનું સંભારણું રહ્યું હતું. મણિને એટલા માટે આજ કઢાપો થયાં કરતો.

એના કઢાપાને જાણનાર ચિનુ તો ઑફિસે ગયો હતો, ને ઘરમાં મણિ સિવાય બીજું કોઇ હતું નહિ. સીડી ને બાડી મણિ બીચારી એકલી વિમાસણ કર્યાં કરતી.

મણિના ઘર સામે ઉંચી હવેલી હતી. તેના માલિકનો ધનિક પુત્ર ચિનુનો 'મિત્ર' હતો. આજે તે ઝરૂખે ચડી સિગાર ફૂંકતો હતો ને બારી આગળ બેસી મણિ ચિંતાતુર ચ્હેરે વિચાર કરતી હતી; એનો અંતરનો કઢાપો. પેલી હવેલીના ઝરૂખામાંની વિકારી દ્રષ્ટિથી બરાબર નિરખી શકાતો હતો.

૩

ચિનુ ગામડાનો રહીશ હતો અને ઘરનો સામાન્ય ગૃહસ્થ હતો. બબ્બેવારની પરીક્ષાઓમાં નપાસ થવાથી તે કંટાળ્યો ને એ મેટ્રિકફેઇલ યુવક નોકરીની શોધમાં ભળ્યો.

અમદાવાદના એક વર્તમાનપત્રની ઑફિસમાં પ્રૂફ-રિડરની જગા ખાલી હતી. ત્યાં છેલ્લા છ મહિનાથી પચીસ રૂપિયાને દરમાયે તે જોડાયો હતો.

પચીસ રૂપિયાના દરમાયામાં બે જણનું ભોજનખર્ચ, કપડાંલતાં, સાબુ, દીવો ને હજામત વગેરેનું પરચુરણ ખર્ચ, આઠ રૂપિયા મકાનભાડું ને અણધાર્યા આવી ચડતા મહેમાનોની માટવાશ : બધું નિભાવવાનું.

મણિ ખાનદાન કુટુંબની દીકરી હતી. તે ઝાઝું ભણેલી તો ન હતી, પણ તેવડથી ઘર કેમ ચલાવવું, તે એ સારી રીતે સમજતી ને શીયળ, સુઘડતા ને સાદાઈથી ઘર કેમ દીપાવવું એનું તેને ગળથુથીમાંથી જ જ્ઞાન મળ્યું હતું. એવી ભલી પત્ની મળવા માટે ચિનુ પોતાને ભાગ્યશાળી માનતો.

ચિનુ કાંઈક સાહિત્ય અને સંગીતનો રસિયો હતો. ઘણીવાર એ ગામઠી યુગલ, રાતે વાળુપાણીથી પરવાર્યા પછી પોતાની નાનકડી અગાસીમાં બેસતું ને સાહિત્ય સંગીતના નિર્મળ વિનોદવડે લઘુતાયુક્ત સામાન્ય સ્થિતિમાંય પરમ પ્રભુના અનુભવતું.

જો પુરતી સંભાળ નથી લેવાતી, તો ધનિકોના દીકરા રખડેલ કે ઉખડેલ બની જાય છે. પોતાના ઘર સામેની

હવેલીવાળા શેઠ ધનગોપાળનો દીકરો પણ સદાય એશ-આરામમાં કલાકો પસાર કરતો. ખાવું, ખેલવું ને ખપી જવું એ તેના જીવનનો મુદ્રાલેખ હતો.

તેને ચિનુના સંગીતે આકર્ષ્યો. પોતે સાખપડોશી હતો, એટલે ક્રમેક્રમે પગપેસારો કરવામાં ઝાઝો વખત ન ગયો.

ધનગોપાળ શેઠનો દીકરો ચંપક ને ચિનુ મિત્રો થયા. એટલે અવારનવાર ચંપકને ત્યાં ચિનુ પણ જતો આવતો થયો. ચંપકના ભભકભર્યા કુશાદે મકાનનો ઠઠારો જોઈને કોઈકોઈવાર ચિનુને પોતાની પામર અવસ્થાપર દયા છૂટતી ને આ જીવન, વેતરું કરી, આયુ પૂરું ખપી જવા સારૂ સરજાયું હોય એમ માની બ્રહ્માંડનો નિઃશ્વાસ નાખતો.

આ તરફ ચંપકની નજર બગડવા માંડી હતી. શુદ્ધ મણિરૂપ મણિ માટે તેની દ્રષ્ટિમાં વિકાર ભરાવા માંડ્યો હતો; પણ અદ્યાપિપર્યંત તેના સઘળા નાટારંગ નિષ્ફળ નિવડ્યા હતા. એવો શો ઘાટ રચવો, કે મણિ સાથે મઝા લૂંટાય, એના તેને હમેશાં તર્કવિતર્ક થયાં કરતા હતા.

આ તરફ, "એવું શું કરવું, કે હું પણ ચંપક પેઠે, થોડી થોડી પણ સુખસાહ્યબી ભોગવતો થાઉં?" એવા તરંગો ચિનુને ઉદ્‌ભવતા હતા. પરિણામે એવો પ્રસંગ પણ આવી પહોંચ્યો.

## ૪

શુક્રવારે માસિક પગાર થએલો, એટલે ચિનુનું ગજવું તર હતું. સાંજે સાડાપાંચ વાગે તે ઑફિસમાંથી છૂટયો, કે તરત ગુજરીમાં ગયો. ત્યાં, વપરાયલી તરેહતરેહવાર ચીજો સસ્તી કિંમતે વેચાતી હતી. એમાંથી તેણે સિંગલ સ્પ્રિંગ-વાળો એક પલંગ, ફક્ત આઠ રૂપિયામાં ખરીદ્યો.

જન્મારામાં પહેલીવાર સ્પ્રિંગવાળા પલંગમાં આજ શયન થશે, એ ભાવનાથી ચિનુની બ્હેંત બ્હેંત છાતી ફુલવા લાગી ને હરખાતે હૈડે પલંગ લઈને તે ઘેર આવ્યો.

પલંગ દેખીને મણિ તો આભી જ બની ગઈ. પોતાને ગરીબ ઘેર વળી પલંગ શો ? રૂપિયા-સવારૂપિયાની પાટી ને ત્રણેક રૂપિયાનો ખાટલો હત, તો એનાથી ઊંઘ ન આવત ? તાલેવાન ચાંદીનાં વાસણમાં જમે ને સામાન્ય લોક કલાઈ કરેલાં પીત્તળનાં વાસણમાં જમે, તેમાં સ્વાદ શું જુદો જુદો આવતો હશે ? એ તો મનનાં કારણ છે. આમ-વિચાર કરીને મણિએ પૂછ્યું—" નાથ ! આપણને પલંગ છાજશે ? "

" છાજશે; ને મારી મણિ મહીં બિરાજશે ત્યારે તો એની શોભા ઓર—"

" જાવ, તમે તો ટીખળી જ રહ્યા. " આમ પ્રણય-વિનોદમાં પલંગની પધરામણી થઇ ચૂકી.

## ૫

ત્રીજે દિવસે રવિવાર આવ્યો. રવિવાર એટલે રજાનો વાર. રજાને દિવસે ચંપકના ત્રણ–ચાર કલાકના અડિંગા ચિનુને ત્યાં હોય જ. સવારમાં ચ્હા પીને છાપું વાચવા નિમિત્તે ચંપક ચિનુને ત્યાં આવ્યો ને પલંગ જોઇ તે તાજુબ થયો. તે સાથે જ તેના મલિનભાવની આશાની ચિણગારી પ્રજ્વલિ પણ થઇ. ચિનુને સંકડામણમાં લઇ મણિને સ્વાધીન કરવાનો દાવ હવે હાથ આવશે એવી ધ્યાનતે તેણે ચિનુના વિશ્વાસુ પણ અનુભવહીન હૃદયમાં ઝીણું ઝેર રેડવા માંડ્યું. ઉભય વચ્ચે થએલા વાર્તાલાપનો સારાંશ આ પ્રમાણે :—

"પલંગ બહુ સસ્તામાં મળ્યો; બાકી સિમ્પલ સસ્તો પલંગ ભાગ્યે જ પાંતરીસ–ચાળીસથી ઓછે મળે."

ચંપકના શબ્દો સાંભળી ચિનુનાં ફેફસાં ફૂલવા લાગ્યાં. ચંપકે આગળ ચલાવ્યું:—

"પણ ગધેડાપર અંબાડી નહિ શોભે, સમજ્યા ચિનુભાઈ? પલંગ લાવ્યા છો, તો ભેગેભેગી એક સારી શેતરંજી ખરીદો. શેતરંજી પલંગની પાસે પથરાયલી જ રહેવી જોઇએ. મારે ત્યાં નથી જોતા?"

"તમારા કાંઇ વાદ થાય, ચંપકભાઇ?" મણિએ નિખાલસ દિલથી સ્વસ્થિતિમાં સંતોષ દર્શાવતાં કહ્યું; પણ મણિ પોતાની કને વાત કરે, એથી ચંપકને મન તો કંઇનું કંઇ થઇ ગયું, "દૃષ્ટિ તેવી સૃષ્ટિ" એ નિયમે ચંપકના ચિત્તમાં જુદી જ તરેહની ચમત્કૃતિ હવે ચમકવા લાગી. તેણે હસતે મુખડે ને મણિ સામે તીરછી મીટ માંડતાં કહ્યું:—

"એમાં વાદ જેવું કશું જ નથી. મારે ત્યાં ગાલીચા હોય, તો તમે શેતરંજીમાંથીયે ગયાં?"

"ચંપક ખરૂં કહે છે! મારા એ દોસ્ત જેવા તાલેવાન મિત્રો આવે, તેમને કંઇ કોથળો કે તાપડું પાથરીને એસાડાય?"

મણિનો પીપુડીનો અવાજ ક્યાંય લોપાઇ ગયો ને ચમારમાંથી પલંગ ખરીદતાં બચેલા સત્તર રૂપિયામાંથી છ રૂપિયાની લાંબા-પહોળા પનાની શેતરંજી રવિવારે જ ચિનુ ખરીદી લાવ્યો.

તે પાથર્યા પછી પલંગને શેતરંજીવડે પોતાની નાનકડી મેડી કેવી મનોહર લાગે છે, તે જોવા-વિચારવામાં, નહિ નહિ તોય અડધો કલાક ચિનુએ વિતાવ્યો હશે!

એ જ રાતે ચિનુ અમસ્થો બેસવા સારૂ ચંપકને ત્યાં

ગયો. તેણે શેતરંજી ખરીદવાની વાત કરી. ચંપક રાજી થયો ને ધીમે રહીને મુદ્દાસર વાત છેડી:—

"ચિનુ, પલંગ છે તો મઝાનો; પણ લાકડું જરા જૂનું લાગે છે. જો, બજારમાં ફ્રેંચ-પૉલિશ મળે છે, ને બે ચાર આનાના સેન્ડપેપર ખરીદવા; એ રેતિયા કાગળથી પ્રથમ પલંગના દરેક ભાગને ઘસીને સાફ કર્યો હોય ને પછી તેનાપર જો ફ્રેન્ચ-પૉલિશ લગાડાય, તો પલંગ ખાસ્સો પચાસ રૂપિયાનો બને."

ચિનુને હવે ઓછો જ પલંગ વેચવા જવો હતો; છતાંય તેણે દોસ્તદારની સલાહને પડતા પહેલાં ઝીલી લીધી; કેમકે "એમાં ઝાઝા ખર્ચનો સવાલ નથી" એવી ચંપકની દલીલ તેને મીઠી મધ લાગી હતી. બીજે દિવસે સવા રૂપિયામાં બેય વાનાં ખરીદાયાં.

પૉલિશનું કાર્ય મણિના કોમળ હાથને સોંપાયું. પતિપરાયણ પવિત્ર ગુજરાતણ! એનો જોટો જગતભરમાં મળવો મુશ્કેલ છે. પલંગને ચળકતો બનાવવા પાછળ મણિએ ચંપાકળી જેવી આંગળીઓનાં ટેરવાં રાતાંચોળ કરી નાખ્યાં; પણ ગુજવાન પતિ હોય તો જ તેની કદર બુજાય ને? પલંગ દીવામાં કેવો ચળકે છે, તે જોવા સારૂ ચંપક રાતે ચિનુને ત્યાં આવ્યો ને છાતી કહાડીને, ચિનુને

ખભે હાથ ટેકવી ચંપક બોલ્યોઃ-"કેમ ચિનુ ! આ શોભા કોની સલાહને આભારી છે ?"

ચંપકના આભાર (!) ના ભારથી ચંપાયલા ચિનુએ એનો પ્રત્યુત્તર મિષ્ટ હાસ્યમાં જ આપી દીધો.

૬

એ વાતને અઠવાડિયું વીત્યું: પછી આસો વદ એકાદસી આવી. વદ એકાદસી એટલે દીવાળીના પગરણનો માનીતો દિવસ. પોતે આ વર્ષની દીવાળીમાં કેવા રંગરાગ ઉડાવવાનો છે, એ વિષે ઉંચી બાનીમાં ચંપક ચિનુ આગળ વાત કરી રહ્યો હતો અને તે સાથે જ ચિનુને કળવિકળથી દસાવી રહ્યો હતો કે "પલંગની જ પાસે નાનકડું રાઉંડટેબલ હોય, તો તેનાપર સુન્દર લેમ્પ સળગતું રહે ને પલંગમાં પડયા પડયા નિરાંતે વંચાયઃ વળી ટેબલક્લૉથ હોય તો સોનાથી પીળું શું ? ટેબલક્લૉથપર ચિનાઇ તાસક હોય ને તેમાં પાન-સોપારી પડયાં હોયઃ કને જ એકાદ બે ખુરસી પડી હોય ! પછી કશું બાકી ન રહ્યું ; અને આ સઘળી ઉણપો પૂરવા સારૂ એકાદ માસનો જ પગાર ખર્ચવાનો છે; પણ એટલાવડે તારૂં દિવાનખાનું કેવું દીપી ઉઠશે, તેનો ખ્યાલ તને હમણાં ન આવે. હવે દીવાળી ઢુંકડી આવી. મારા

જેવા દોસ્તોને ન્હાપાણી પુરતાય નોતરીશ કે નહિ ? હવે પલંગ વસાવ્યા પછી ભોંયપર બેસાડાશે ? એમ કરે તો મારે શરમાવું પડે."

પત્યું. આઠ રૂપિયાના સસ્તા પલંગ પાછળનો મોંઘો પરિવાર ચિનુને વસાવવો પડ્યો. પરિણામે શેતરંજી, ફ્રેંચ-પૉલિશ, ટેબલ, ટેબલક્લૉથ, ચિનાઇ તાસક, જાડા કાચના ગ્લોબ સાથેનું ટેબલ લેમ્પ, પા ડઝન ખુરસીઓ અને એવું એવું ખરીદતાં તેનો પૂરા માસનો પગાર ખર્ચાઈ ગયો.

૭

ઘેરમાં સવાદસ આનાની સિલિક હતી ને દીવાળી માથાપર ઝઝુમતી હતી. ચિનુ હવે ખરેખરી સંકડામણમાં આવ્યો. ચંપક સ્થિતિ કળી ગયો ને ડાવકા દિલે તેને આશ્વાસન આપ્યું.

પણ લુખા આશ્વાસનથી ઘરમાં થોડા જ પૈસા આવવાના હતા ! ચિનુએ પચીસેક રૂપિયા ઉછીના માગ્યા. ભીડ વખતે મિત્ર, મિત્રની મદદ માગે એમાં સંકોચ શાનો ? પણ એ તો ઉભય વ્યક્તિઓ મિત્ર હોય ત્યારે એમ બને: અહીં તો મણિ ખાતર મૈત્રી બંધાવલી હતી ! ચંપકે હવે પોતાનો મૂળ દાવપેચ લડાવ્યો:—

"મારા બાપુ દીવાળીના ટાંકણામાં જો જાણે તો મારી ધૂળ કહાડી નાખે. અમારો કુળાચાર જ એવો છે કે આ પર્વમાં કોઇને પાઇ સરખી ઉછીની ન અપાય."

સાંભળીને ચિનુ ચોબિલો પડી ગયો. તેની વિચારમગ્ન દૃષ્ટિ પોતાની આંગળી ઉપર પડી. "મને અવેજમાં મૂકોને" એવું જાણે આંગળીપરની વીંટીમાંનું નંગ ચળકતી આંખે ચિનુને કહી રહ્યું હોય એમ તેને લાગ્યું. આખરે વીંટી અવેજમાં મૂકી, ચિનુ વીસ રુપિયા ચંપક પાસેથી મેળવી શક્યો.

૮

ધનતેરસનો સાયંકાળ વીત્યો ને રાત પડી. ઑફિસના કામના દબાણને લીધે ચિનુ આજે રોજ કરતાં દોઢ કલાક મોડો આવ્યો હતો. તે આવ્યો ત્યારે ટુંટિયું વાળીને, મ્લાન વદને મણિ ઘરમાં બેસી રહી હતી. ચિનુ તેનો ઉદાસ ચ્હેરો સમજી ગયો, એટલે જાણીને જ કશી પડપૂછ ન કરી.

ચિનુ એવી અટકળ કરતો હતો કે વીંટીના કારણે મણિ ચિંતાતુર દેખાતી હશે; પણ તે અટકળ ખોટી હતી.

જમી પરવારીને બન્ને મેડીએ ચડયાં. ક્ષણોપર્યંત એમાંથી કોઇ કાંઇ બોલે કે ચાલે! છેવટ ચિનુથી ના

રહેવાયું. તેણે વાતચીત શરૂ થાય એ ઉદ્દેશથી આરંભ કર્યો ને આરંભમાં ચંપકને જ સંભાર્યો. ચિનુ બોલ્યો :–

"કેમ આજ ચંપક ન આવ્યો ?" એટલા શબ્દો જ મણિ માટે પૂરતા હતા. પવનથી લગાર ઠંડા પડેલા અંગાર કેરોસીન હળવાથી જેમ ભભૂકી ઉઠે છે, તેમ મણિના અંગે ધૂંધવાઇ રહેલો ચંપક પ્રત્યેનો ક્રોધાનળ ભભૂકી ઉઠ્યો. છંછેડાયલી સિંહણ પેઠે તે તડૂકી ઉઠી :—

"મુઓ તમારો ચંપક : તમને તે થયું છે શું ? એના વના તો દેશદશા જ નથી સૂઝતી. લ્યો આ તમારી વીંટી."

ઓટીમાંથી કાઢીને મણિએ પેલી વીંટી ચિનુના હાથમાં મૂકી. ચિનુને આમાંનું કંઇ જ ન સમજાયું. ચંપક માટે આવા શબ્દો શા ? વીંટી તેની કનેથી મણિ પાસે શી રીતે આવી ? વગેરે વિચારવમળમાં ચિનુ ડૂબકાં ખાવા લાગ્યો.

ઓહદ બહુ ભારે હોય છે. તે રીતે છેય સહજવારમાં. મણિ આખરે વિશુદ્ધ ગુજરાતણ હતી, પવિત્ર આર્યરમણી હતી. તેનાથી ચિનુને ચિંતાગ્રસ્ત ન રખાયો. એણે જ ટૂંકામાં અપશુકનીઆળ ઇતિહાસ કહી સંભળાવ્યો :—

"દીવા વખતે ચંપક તમારૂં નામ લેતો ઘરમાં ઘુસ્યો. તેના ચાળાચટકા મને સમજાઇ ગયા. મેં ઘણુંએ કહ્યું કે એ આવે ત્યારે આવજે: જાવ મારા ઘરમાંથી. પણ એ શ્વાનવૃત્તિનો ગુલામ બનેલો લાગ્યો. આખરે મારે જાતપર જવું પડયું. એવો હડસેલો માર્યો, કે દારૂડિયો દારૂના ઘેનમાં જેમ લથડિયું ખાઇને જમીનને નમસ્કાર કરે, તેવી એની દશા થઇ. પાછો તે ઉઠ્યો ને મિજાજ ખોઇને શવે તેમ ભસવા લાગ્યો. શરમ ને શે'ના મારી મને લોક ભેગા કરવાનું ન સૂઝ્યું. એટલે તો ચંપકે એનો ઉંધો અર્થ કર્યો. પણ તેના અધમ દાવપેચમાં એ ન ફાવી શકયો. છેલ્લા પ્રયત્ન તરીકે તેણે આપણી વીંટી બતાવી, ને આપે અવેજમાં મૂકીને આણેલા રૂપિયાની વાત કરી. મેં પરમેશ્વરનો પાડ માન્યો: કેમ કે "આબરૂદારની દીકરી હોય તો ધરી દે રૂપિયા ને લઇ લે તારી વીંટી; નહિ તો ઇનામ તરીકે આપવા આવ્યો છું, તે રીતે લે." એવું તેણે કહી સંભળાવ્યું. હું બેઆબરૂદારની દીકરી નથી: નાથ! પિયર જાઉં ત્યારે બાપુ કનેથી બબ્બે પાંચ પાંચ રૂપિયા લેતી આવતી: એમ કરીને, તમે જાણો છો કે પચીસેક રૂપિયા એકઠા થયા હતા; તેમાંથી વીસ રૂપિયા તમારા ચંપકના છેડામાં ઉશેટયા ને આબરૂ જાળવી.

આબરૂદારની દીકરીએ, આબરૂદારની વીંટી—મારા લગ્ન સ્નેહનું એ પવિત્ર સંસ્મરણ—પાછી લઇ લીધી."

બોલતાં બોલતાં મણિનું હૈયું ભરાઇ આવ્યું. ચિનુનો ચ્હેરો તો બુઝાતા દીપક કરતાંય વધારે ઝાંખો પડી ગયો હતો.

મણિએ નીચી નજરે ભોંય ખોતરતાં ચિનુના સામું જોયું. સ્વામીનો દયામણો ચ્હેરો જોઇને એ સ્નેહદેવીને લાગી આવ્યું. તેણે પોતાનો અવાજ બદલ્યો ને વ્હાલસોયા શબ્દે ચિનુને કહ્યું :—

" પારકી હવેલી જોઇને પોતાની ઝૂંપડી તોડવા જેવું કરતાં કેવું પરિણામ આવે ? નાથ ! સસ્તો પલંગ બહુ ભારે પડયો, નહિ ? હશે : થનાર થઇ ગયું ; હવે બધું ભૂલી જઇએ તો સારૂં."

" મારી મણિ ! બધું ભૂલી જઇશ, પણ તારી સુશિલતા મારાથી નહિ ભૂલાય. તું રાંકના ઝૂપડાનું રત્ન છે, ને પલંગ મારે મન તો હજુય સસ્તો છે; કેમ કે તેણે જે અનુભવ શીખવ્યા છે, તે કેટલીય કિંમતને ભોગે ન શીખાત."

" ત્યારે તો એવા પલંગો રોજ ખરીદવા, હં કે !" મણિએ ટાણો માર્યો.

"પલંગ તો નહિ, પણ માસ—પખવાડિયે કાંઇ પારણું ખરીદ્યા વગર ચાલશે ?"

"બળ્યું ; એવા ને એવા રહ્યા ; ક્યારે સુધરશો ?

"ક્યારે સુધરીશ, કહું ?"

જણાવવાની જરૂર નથી કે "કહેવામાં" ચિનુએ ચાલાકીથી મીઠું એક ચુમ્બન લીધું અને એ રીત ગમગીનીભર્યા ધનતેરસના દિવસને ભૂલાવી દે એવી માઝમરાત અપૂર્વ આનન્દમાં ક્યારે પસાર થઇ, તેની દંપતીને ખબર સરખી ન પડી.



## ફુરસદિયાં વરાક

"વેપાર ઉદ્યોગે આબાદ, રળિઆમણું રાજનગર, સાક્ષરોની ભૂમિ ગણાય છે: પણ પ્રમાણમાં બુકસેલર્સની દુકાનો ઓછી હોઇ, દરેક જાતનાં પુસ્તકો વેચનારી 'મુંબઇ કિશન'ની એકાદ નવી દુકાન ઉઘાડવામાં આવે, તો ધંધો ધમધોકાર ચાલે અને સાક્ષરોને મનગમતાં પુસ્તકો પૂરાં પાડવા રૂપે સાહિત્યસેવા પણ બજાવી શકાય."

મિ. મનોહરલાલે તેના જીગરજાન દોસ્ત દાભોલકરને ડાવકી સલાહ આપી.

મનોહરલાલ આજથી એક વર્ષ પરનો કોલેજીઅન હતો. ઇન્ટરમાં નપાસ થયો અને નાણાં પહોંચ્યાં નહિ, તે સાથે બી૦ એ૦ સુધી પહોંચવા જેટલું મગજ પણ પહોંચતું ન હતું, તેથી કોલેજને રામરામ કરી હવે પોતે ઘેર બેઠો છે.

પણ ઘેર બેઠે શો દહાડો વળે? ઘરનાં સૌ કોઇ ફોલી ખાય. તેને ટકોરી ટકોરીને કાણો કરી નાખે. દહાડો ઉગ્યા સિવાય રહે તો ધંધે વળગવાની શિખામણ પોતે સાંભળ્યા વિના રહે.

મનોહરના આટલા પરિચયપરથી તેના મિત્ર દાભોલકરનો પણ વાચકને પરિચય થવો જોઈએ. એકબીજાના વિચાર–સ્વભાવ મળતા આવે ત્યારે જ મૈત્રી બન્ધાય ને? એટલે જેવા મનોહરભાઇ તેવા દાભોલકર દાદા.

દાભોલકર દક્ષીણી બન્યંવા હતા. પણ ગુજરાતમાં ઉછરેલો, એટલે ગૂજરાતી ભાષા અને ગૂજરાતીઓ સાથે પોતે ઠીકઠીક હળી ગયો હતો. મનોહર અને દાભોલકર વચ્ચે તફાવત એટલો હતો કે મનોહર પોતાની આર્થિક પરિસ્થિતિમાં લુખો ટાટ હતો, ત્યારે દાભોલકર કાંઇક લીલો હતો.

પણ "કાંઇક" લીલો હતો એટલે આજીવિકા વાસ્તે નોકરી ઓકરી કર્યા વગર ટકું કેમ ચાલે? નોકરીની પોતે ઉમેદવારી તો ઘણી વેળા કરી ચૂકેલો, પણ ગજ વાગેલો નહિ; તેથી કમાણીના કોઇ રસ્તાની શોધમાં જ હતો અને મિત્રની ઉપર્યુક્ત સલાહ મળી, જે તેને મીઠી મધ લાગી!

મનોહરની સલાહ અને દામોદરની મુડી; એ વડે "મુંબઈ ફેશન"ની નવી દુકાન ઉઘડી. દામોદરે જાણીતા સાક્ષરોનાં પુસ્તકોથી, નવાં બનાવરાવેલાં કાચનાં કબાટ ભરી કહાડ્યાં. દુકાન પણ માણેકચોક જેવી મોખની જગાએ સારા ભાડાથી રાખવામાં આવી અને ધનતેરસ જેવા શુભ મુહૂર્તે દુકાનના ગણેશ બેઠા.

પણ દીવાળીના દહાડામાં ઘરાક–પરોગ ન જ હોય એ સમજાય તેવી વાત છે. કાર્તિક માહનો બેઠો. બેસતા વર્ષે પણ બરાબર બોણી ન થઈ. અલબત, નવી દુકાન, એટલે ભાવિષ્યના સક્ષરો, કોલેજના વિદ્યાર્થીઓ અને બાકુલી પુસ્તકો લખી આપનાર લેખકો (!) ની ભીડ તો જામેલી જ રહે; પણ એવા જમાવથી દામોદરના ઘરમાં પુરી બદામ સરખી શી રીતે આવે? એથી ઉલટું, દુકાનભાડું અને પુસ્તકોને અંગે રોકાયલા રુપિયાનો વ્યાજખાધ તો કપાળે ચોટેલી જ રહે!

એમ કરતાં કરતાં કાર્તિક શુદ પાંચમ આવી, એ પાંચમ એટલે "લાભપંચમી." દામોદરને વિશ્વાસ હતો કે આજથી તો જરૂર "લાભ સવાયા" થવાના. એવા ભરંસે પ્રભાતના પહોરમાં ન્હાઇધોઇ, દેવસેવા કરી, લગીર નાસ્તો લઇ, પોતે સાતીક ને કુંચીઓ

લઇ દુકાને ગયો. ત્રણ વાર દુકાનને નમસ્કાર કરી, **પ્રભુના નામનો હોઠ** ફફડાવી, દીન વદને તેણે **દુકાન** ઉઘાડી. ઝાડુ વાળી, ખડીઆમાં **નવી** શાહી **રેડી,** નવી કલમ બનાવી, **ચોપડા** ઠીકઠીક ગાદીપર ગોઠવી, અગરબત્તી સાથે ઘીનો દીવો પ્રકટાવી, ઘરાકની વાટ **જોતો** પોતે તકીઆને **અઢેલીને** ગાદીપર **બેઠો. એટલામાં** માલણ આવી. માલણે ગાદીપર **ફૂલ** મૂક્યાં. જો **કે કરેણ,** બારમાસી ને હજારીનાં જ ફૂલ **હતાં**--મોગરો ગુલાબ કે જૂઇ-જાઇ-ચંપાનો સાવ **અભાવ હતો,** છતાં ડમરાવડે સુગન્ધ બ્હેંક મારતી હતી. પણ સુગન્ધ સટે ઓછી જ બોણી કરાવવાની હોય! સુગન્ધ વગરનાં ફૂલ **હોય તો** પણ **શું? ઘીના** દીવા પાસે **ખુશબોદાર અગરબત્તી તો ચેતેલી** જ **હતી ને!**

સવારના **પહોરમાં** શકુન કરાવવા આવેલી માલણને ખાલી છાબડી**એ** કાંઇ વિદાય કરાય? **દાભોલકરે એક** આની **આપી. માલણ** વિદાય થઇ. **તે** ગઇ કે તરત જ **એક** ઘરાકનું આગ**મન** થયું. માલણના શકુન **તો** સારા!

ઘરાકનું **નામ** બુધિયો હતું, પણ બુધિયો કડાને તો ઘરકુટુમ્બ બોલાવતું. માનાર્થે વપરાતું **નામ** બુદ્ધિશંકર હતું. બુદ્ધિશંકર ભડાક લઇને દાભોલકરની દુકાને ચડયો. **હાથમાંની** લાકડીને પોતાની બેઠક આગળ આડી ગોઠવીને

મકી. આંખનાં ચશ્માં ડાબા હાથના અંગુઠાથી અને અંગુઠા તરફથી ગણતાં ત્રીજી આવતી આંગળીવડે લગીર ફખાવીને બરાબર કર્યાં. પછી તેણે ધારી ધારીને પુસ્તકોના કબાટ નિહાળ્યાં. દાભોલકરે તેને માનથી કબાટોમાંનાં ઉચ્ચ પ્રતિનાં પુસ્તકો વિષે વિવેચન કરી સંભળાવ્યું. કોઇ માટીના પુતળાનું ડોકું અન્દર મૂકાયલી કળ વડે ઉંચું નીચું થતું હોય, તેમ દાભોલકરનું વિવેચન સાંભળતું બુદ્ધિશંકરનું ડોકું હકારસૂચક ભાવે માત્ર ઉંચું નીચું થયા કરે. પછી વિવેચનનો આરો આવ્યો ને બોલતો તે બંધ થયો, ત્યારે પેલા ઘરાકે કહ્યું: -

'તમે કલાપી રાખો છો, નહિ વારૂં ?'

દાભોલકર :- કલાપી તો હવે હયાત ક્યાં છે ? તેમની છબી તેમનાં પુસ્તકોમાં હોય છે અને એ છબીવાળાં તમામ પુસ્તકો મારે ત્યાંથી આપને મળશે, આપું ?

બુદ્ધિ :—મિસ્ટર ! હું પણ તેમનાં પુસ્તકો વિષે જ પૂછતો હતો. વારૂં, ક્યાં ક્યાં પુસ્તકો છે ?

દાભોલકરે ઉઠીને કબાટ ઉઘાડયું, અને કલાપીનો કેકારવ, માલા ને મુદ્રિકા, કાસ્મીરનો પ્રવાસ, સંવાદો અને સ્વેડનબર્ગના વિચારોપરનું વાર્તિક વગેરે પુસ્તકો લાવીને બુદ્ધિવા આગળ ખડકયાં. તે બારીક દષ્ટિયે જોઇ રહ્યા પછી તેણે પૂછ્યું :—

"જો કે "કલાપીનો વિરહ" કલાપીકૃત ગ્રંથ નથી, પણ કલાપીને લગતો તો ખરો જ ને?"

ઉત્તરમાં દાબોલકરે તે પુસ્તક જ લાવીને ગાદીપર મૂક્યું. ઉપર જરા ધૂળ ઉડી હતી, તે પીછીવડે સાફ કરી. સાફ કરતાં બુધિયાને સ્હેજ ઉડી. પણ પોતે ઉદાર, એટલે હાથવડે કોટ ખંખેરતાં 'કાંઇ નહિ–કાંઇ નહિ' કહીને તેણે દાબોલકરને પાછું પૂછ્યું :—

"તમે નવી દુકાન ખોલેલી છે અને જાતના ગૂજરાતી નથી, એટલે કદાચ નહિ જાણતા હો, કે કલાપી મણિલાલ નભુભાઇને પોતાના ગુરૂ તરીકે ગણતો હતો."

"હશે; તેમનાં પુસ્તકો પણ હું રાખું છું, લાવું?" દાબોલકરે કહ્યું.

બુધિયાએ હકાર ભણતું ડોકું હલાવ્યું, કે તરત જ મણિભાઇનાં લગભગ ચાળીસેક પુસ્તકો લાવીને દાબોલકરે ખડાં કરી દીધાં. બુધિયાએ એક એક જોઇને બાજુપર થપ્પી કરી. પછી પાછું તેણે પૂછ્યું :—

"મણિભાઇ અને ગોવર્દ્ધનરામ બન્ને એક જ ભૂમિના પાક. તમે ગોવર્દ્ધનરામને તો ઓળખતા હશો જ. સરસ્વતીચન્દ્ર—"

વાક્ય પૂરૂં થતાં પહેલાં તો ગોવર્દ્ધનરામકૃત સરસ્વતીચન્દ્રના ચારેય ભાગ, સ્નેહમુદ્રા, દયારામનો અક્ષરદેહ,

લીલાવતી જીવન કલા, વગેરે ગ્રંથો લાવીને દાભોલકરે રજૂ કર્યા. તે જોતાં જોતાં બુઢિયાએ કહ્યું :—

"એ કદર ગૂજરાત ! કલાપીએ ન્હાની વયમાં સાહિત્યની કેવી સુન્દર સેવા બજાવી છે ! મણિભાઈએ સાહિત્યમાં કેટલો બધો ઉત્તમ ફાળો આપ્યો છે ! ગોવર્ધનરામભાઈનો સરસ્વતીચન્દ્ર તો ઘેરઘેર વંચાતો થઇ ગયો છે પણ અફસોસ–બેશક અફસોસ–એકદમ અફસોસની વાત છે કે ગૂજરાતી સાહિત્યના હયાત સાક્ષરોએ તેમનું નામ અમર રહે તેવાં સ્મારકભંડોળ કર્યાં નથી.

દાભોલકર ઉઠયો અને 'ગોવર્ધનરામ સ્મારક અંક,' જે સમાલોચક કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થએલો, તે લાવીને બુધિયાના હાથમાં આપ્યો. લઇને બુધિયાએ હેઠળ મૂકયો ને વાત આગળ ચલાવી :—

"અને સ્મારક જેટલું ગૂજરાતનું ગજું ન હોય. તો ખેર ; ગૂજરાત જયંતી ઉજવવાથી પણ [illegible] ! અફસોસ હજાર વાર અફસોસ ; મિ. દાભોલકર, [illegible]સમજ્યા ?"

"ખરેખર અફસોસની વાત છે. પણ આપને કમ-કયાં પુસ્તકો ખરાદવાનાં છે, તે હું હજુય ન સમજ્યો.' દાભોલકરે જરા કટાણું મ્હોં કરીને કહ્યું.

" હજુ તમારી ગેરસમજ થાય છે. હું એમ કહું છું કે તમારા સરખા નવી દુકાનોવાળા સમજવા જેવું સમજતા નથી, ને ન સમજવાનું સમજી જાય છે. મુદ્દાની વાત હું એમ કરતો હતો કે મર્હુમ સાક્ષરોની જયંતીઓ ઉજવાય તેવી કોઇ હીલચાલ થવી જોઇએ અને તે કામમાં સોનામ્હોર જેવી તમારી મદદ– "

" મદદ ? મારી મદદ ! " દામોલકરે વચમાં જ પૂછ્યું :—" મિસ્ટર, તમે પુસ્તકો ખરીદવા આવ્યા છો, કે અત્યારના પહોરમાં ગાંઠનું ગોપીચન્દન ઘૂટવા ? "

બુધિયો કેવી જાતનો ઘરાક છે, તેનું દામોલકરને કાંઇક ભાન થતું જણાયું. પુસ્તકોનો ઢગ ખડકવામાં પડેલી મહેનત બરબાદ તો નહિ થાય, એવી તેને શંકા થઇ. સંકાશીલ હૃદયે મનમાં જ તે બબડયો : " લાભ પચમીને દહાડે આવી ખડખડપાંચમ કયાંથી આવી ચડી ! "

તેને વિચારમાં પડેલો જોઇ બુધિયો બોલી ઉઠયો :—

" કલાપી, મણિભાઇ, ગોવર્દ્ધનરામ જેવા જો હયાત હત, તો આજ સુધીમાં તો તેઓએ કેટલુંએ સાહિત્ય આપ્યું હત ; પણ અફસોસ ! તે મરી ગયા. મિ. દામોલકર! તમે પણ એ જ વિચારમાં પડયા હશો. ખચીત

તેમની ખોટ ન પૂરાય એવી છે. પણ કહે છે ને, કે જેનો અહીં ખપ તેનો ત્યાં પણ ખપ. અરેરે, મરી જ ગયા ! !"

હવે દામોલકરના મગજનો પારો ચડવા માંડયો. તેણે તડૂકીને કહ્યું : –"ગયા તે કાંઈ પાછા આવવાના છે? હવે તેનો શોક શો ?"

"ભલા માણસ છો." બુધિયાએ કહ્યું. "શોક કાંઇ કર્યો થાય છે? તમે તો લાગણી વિનાના લાગો છો."

"બળી લાગણી ને મૂઆ અમે ભલા માણસ! શોક થતો હોય તો ઘેર જઇને મૂકો પોક, એટલે પત્યું. હું અહીં શોક કરવા બેઠો છું કે ધંધો કરવા ?" દામોલકરે ડોળા કહાડતાં કહ્યું.

"ધન્ધાને વખતે ધન્ધોય કરવો ; કોઇ ના કહે છે? પણ હું તો સામાન્ય વાત કરતો હતો. વાતમાંથી વાત નીકળે ત્યારે જૂનો પ્રસંગ સાંભરે. વારૂ, ત્યારે તમે ગૂજરાતી ઉપરાંત બીજી કઇ કઇ ભાષાનાં પુસ્તકો રાખો છો ?" બુધિયાએ પૂછ્યું.

"અંગ્રેજી છે, થોડાં હિન્દી પણ રાખ્યાં છે."

હવે કાંઇક ખરીદી થશે એમ જાણીને ધીરથી દામોલકરે ઉત્તર દીધો. ઉત્તર પૂરો થતાં જ બુધિયાએ પાછું પૂછ્યું :—

"ને બંગાળી એક પણ નહિ! બંકીમચન્દ્ર ચટ્ટોપાધ્યાયની કથાઓ :—"

"ઓર્ડર આપશો તો તરત જ મંગાવી આપીશ; વળતર પણ સારું મળશે."

દાભોલકરનું બોલવું પૂરું થતાં બુધિયાએ તેની સમઝફેર વતી સુધારી :—નહિ નહિ, હું એમ કહેતો હતો કે એમની કથાઓ આપણા ગોવર્દ્ધનરામના સરસ્વતીચન્દ્ર જેટલી પ્રખ્યાત છે, પણ અરેરે, એ બંગાળી બાબુ પણ ગુજરી ગયા! દેશનું જ કમનસીબ, અફસોસ, આ તે શું કહેવાય!!"

"તારા બાપનું કપાળ કહેવાય?" દાભોલકરનો પિત્તો હવે ઉછળ્યો. "હજુ કાંઇ વકરો તો થયો નથી, ને—"

"પણ મારો બાપ બી મરી ગયો છે—ભલા ભગવાન!"

"તું યે સાથે શું કામ ન મરી ગયો?"

હવે બરાબર ચકમક ઝરવા લાગી. બુધિયો દાભોલકરને કાંઇ કહેવા જતો હતો તેવામાં, રોજના નિયમ પ્રમાણે વખત થવાથી હોટલમાંથી ચહાનો કપ લઇને છોકરો આવ્યો. છોકરાએ ગાદી આગળ જેવો કપ મૂક્યો કે તરત જ બુધિયાએ દાભોલકરના સામું જોઇ 'થેંક્યુ'

કવી આસ્તેથી રકેબીમાં ચ્હા રેડી પીવા માંડી. પીતાં પીતાં વિવેક વાપર્યો :—" અમસ્થી ચ્હા શું કામ મંગાવી."

" તારું માથું ફોડવા." દામોલકરે અપમાનજનક ઉચ્ચાર કર્યો.

" પણ—પણ " ખાલી થએલી રકેબીમાં કપમાંથી ચ્હા રેડતાં ગુપિયો બોલ્યો:—" પણ તમે સાંભળ્યું છે કે ? મનોહર માથું ફૂટવાથી જ મરી ગયો હતો, ગરીબ બાપડો!

" કોણ ! મનોહર ?" દામોલકરનો જીવ ગભરાયો. " અરે એ તો મારો દોસ્ત ! કયા મનોહરની વાત કરો છો તમે ?"

" હું મનોહરની જ વાત કરું છું; પણ તમારો દોસ્ત હોય તો તેના મોતથી આજસુધી તમે કેમ અજાણ્યા હો ? તેને ગુજરી ગયે તો દિવસો થયા."

" અરે પણ કયા મનોહરની વાત કરો છો ? દામોલકરે પુનઃ ગંભીરતાથી પૂછ્યું.

" કેમ વળી ? મુંબઇના છાપામાં ન્હોતું વાચ્યું ? ગાંધીને ત્યાંથી ગઇ કાલે સૂંઠ લાવેલી તેને લપેટેલા 'મુંબઇ સમાચાર'ના કકડામાંથી મેં તો તે ખબર વાચી હતી, કે મોટર તળે અડફટમાં આવવાથી મનોહર નામના એક દસ વર્ષના છોકરાનું માથું—"

"બસ કરો બાવા" તમારે અહીંથી હવે ઉઠવું છે કે નહિ?"

દામોલકરે ચોભીલા પડતાં કહ્યું.

"તમે લોકો ગુજરાતીઓના જેવો વિવેક વાપરતાં ક્યારે શીખવાના? ચ્હા પાઇ, પણ પાનબાન?" બુધિયાએ ધીરેથી કહ્યું.

"પાન ગયું જહન્નમમાં, ને તું ગે ન્ન સાથે. ચ્હા તો તારા આ સગલા સારૂ આવી હતી, સમજ્યો? ચાલ, ઉઠ; નહિ તો હમણાં હાડકાં પંખેરવાં પડશે!"

"લે બા લે; આ ઉઠ્યા. તેમાં એટલો મિજાજ શાનો ખુએ છે? મિસ્ટર! વેપારીએ તો ઠંડો મિજાજ રાખવો જોઇએ."

શીખામણ સંભળાવતો બુધિયો પોતાની લાકડી હાથમાં લઇ દુકાન હેઠળ ઉતર્યો, અને દામોલકર મનમાં ને મનમાં, આવા ડુરસદીઆ ઘરાક માટે કેવાંય "સ્વસ્તિવચન" ઓચ્ચતો પેલા પુસ્તકોના ઢગને પાછો કબાટમાં ગોઠવવા લાગ્યો.

---

# વિધવાનાં વિતક

વિતકવાતો ભૂલાતી નથી. ઉધાઇથી ખવાઇ જતા લાકડા જેવી છું, વગડા જેવા ઘરમાં પડી પડી સડું છું: ઉપર આભ ને હેઠળ ધરતી: ભગવાન વગર કોઇ સંભાળ લેનાર નથી. ઉજડ વેરાનમાં એકલા ઝાડ જેવી છું, અર્ધાસંસારમાં મોતની વાટ જોતી જીવું છું: વિધવાજીવનની કોને તમા છે?

કરમકથા જૂની છે; છતાં સંભારીને લખું છું, ત્યારે એ બનાવ જાણે અત્યારે જ ન બન્યો હોય, એમ તાજો લાગે છે.

સમજણી થઇ, ત્યારે મેં જાણ્યું, કે પૂરાં આઠ વર્ષ પણ થયાં નહતાં, ત્યારે મને પરણાવવામાં આવી હતી.

પરણી ત્યારે માડીની મીઠી છાંય નહતી. બાપનું સુખ તો તે પહેલાંથી જ જોયું નહતું. કુટુમ્બમાં કાકા હતા અને મોસાળમાં મામા હતા.

નાતજાતમાં ને પંચની પટલાઈમાં કાકા જે બોલે તે બ્રહ્માક્ષર ઠરે. કાકા ફાવે તેમ વર્તી શકે: કાકાને કોઈ પુછનાર ન હતું. તેમને પૂછે તેને ભગવાન પૂછે! કાકાનો એટલો કરપ.

કાકા જેવા મામા ભાંજગડીઆ નહતા; પણ એમનાં કરતાં મમતીલા ભારે.

કાકાનો કરપ ને મામાનો મમત: બેની વચમાં મરો થયો મારો હું કુંવારી હતી. કુંવારી કન્યાના ઉમેદવારો કયાં ઓછા હોય છે? પૈસા ન કરે તે લાગવગ કરે: મારી સગાઇ માટે કાકા—મામાપર લાગવગનો વરસાદ વરસ્યો. તેની અસર બન્નેને થઇ. બન્ને જણે મારી સગાઇનું ચોકઠું જુદે જુદે ઘેર ગોઠવ્યું. કાકા—મામાએ મનોમન મારે સારૂ પૂરેલા મોતીડે ચોકથી હું તો ઠેઠ સુધી અજાણી જ રહી.

કહ્યું તેમ મામાનો મમત મરણીઆના મમત જેવો હતો. કાકાએ જે ઘેર સગાઇ કરવા ધારેલી, તેનાથી જુદે જ ઘેર મામાએ ઘાટ બેસાડેલો. સગાઇ સારૂ નિર્માણ થયાં બે ઘર, અને માબાપવિહોણી ગરીબ ગૌ હું એકલી!

તમને કદાચ શંકા થશે કે કન્યાને 'કૃષ્ણાર્પણ' કરવામાં વળી કરપ શી? મતભેદ શો? એમાંથી જે સુદ્ધર્તિયો સારો હોય, તેને ત્યાં લગ્ન થાવ. પણ એવી શંકા ભોળાં દિલ જ કરે. શાથી કે લોકોએ વાપરેલી લાગવગ જેવીતેવી નહતી, લાગવગ સાથે "પાનસોપારી" વપરાયાં હતાં-એવાં ભારે, કે જેના વ્યાજમાંથી છોકરાં ખાઇ પીને આનન્દ કરે. આ કારણથી લાગવગથી "કન્યાનો વિવાહ તો હું જ કરૂ" એવું હુંપદ બન્નેમાં ઉતરેલું.

માબાપ મરી ગીટયાં, ત્યારથી હું મામાને ત્યાં રહેતી. કાકાને એ વાત હવે ખૂંચી. મામાના જીવને નિરાંત હતી. "કન્યા પોતાના કબજામાં છે," એ વિચારથી પોતાનો જ મઝુત પાર પડશે એમ મામા માનતા.

પણ મામાની મુરાદ બર ન આવી. કાકા પેચીલા હતા ગરજવાળાએ નરમ ઘી થઇ જતા. એક દહાડો કાકીની જનમગાંઠ હતી; ત્યારે કાકીએ મામાને ત્યાંથી મને તેડાવી —કહેવરાવ્યુ કે " કીકીની આજ જનમગાંઠ છે, તેથી તે અમારે ત્યાં જમશે." મામાએ જાણ્યું કે એમ કંઇ ઓછી મગાઇ રીક રેવાય છે! ને ભલે જમી આવે. કાકી સાંજના ભાત વાગે મને તેડવા આવ્યાં હુ તેમના સાથે કાકાને ત્યાં ગઇ જમી. કાકીએ સારાં સારાં કપડાં પહેરાવ્યાં.

કપાળમાં આડ કરી. હાથે હાથીદાંતનો ચૂડો પહેરાવ્યો. કંઇ કંઇ નાટારંગ થયા. કાકાના મનની મને શી ખબર પડે ?

મને કાકાએ કહ્યું:—"બેન ! જન્મગાંઠ નિમિત્તે આજ મન્દિરમાં મનોરથ પુરાવ્યો છે. ગાડી તૈયાર છે. આપણે દર્શને જઇએ."

અમે—એટલે હું ને કાકા—"દર્શને" ગયાં. પણ તે મન્દિર નહતું. ગામની ભાગોળે આવેલી વાડી હતી. મેં પૂછ્યું : 'કાકા, ગાડી તો વાડી ભણી વળી !'

કાકાએ ખુલાસો કર્યો: "વાડીએ જ લાડી-લાડાનાં લગન થશે. તું નાની રહી. તારી આગળ લગનની વાત અમારાથી ન થાય." કાંઇ મર્યાદા લોપાય !

આઠ વર્ષનું ગભરૂ બાળક, હું લગ્નમાં શું સમજું ! થાય તે જોયાં કરવું, એટલી જ સમજણ. અમે વાડીએ ઉતર્યાં. ત્યાં એક આધેડ પુરૂષ અને ગોર એમ બે જણ બેઠા'તા. અમે અન્દર ગયાં. ત્યાં દમના રોગવાળો એક યુવાન દીઠો. અષ્ટમ્પષ્ટમ્ બે શ્લોક ભણી ગોરે મારો હાથ તે યુવાનના હાથમાં મૂક્યો. દાઝતી હોઉં તેમ એકવાર તો ઉછળી; પણ નિરાધાર કન્યાના ઉછળવાની કિંમત કોને હોય ? મને તે યુવાન સાથે લોકવાણી પ્રમાણે "પરણાવી" દીધી.

વિધિ–બીધી–વિધાતાને ત્યાં. ભૂલું છું : ખરાં લગન હોય ત્યાં જ વિધિ પણ હોયને ! લગભગ મધ્યરાતે કન્યા મટીને હું વહુ બની.

પછી અનિરૂદ્ધ ને ઓખાનાં અણુધાર્યાં લગન જેવાં શમણાનાં લગનની વાત બીજે દિવસે પ્રભાતના પહોરમાં આખા ગામમાં વાયુ વેગે ફરીવળી. વાટે ને ઘાટે, ચૌટેને ચકલે, કુવા કાંઠે કે દેવમન્દિરે, જ્યાં જુઓ ત્યાં લગનની જ વાત ! મને એ વાતની ગંભીરતા, એટલી ઉંમરે શી સમજાય ?

મામાના પેટમાં તેલ રેડાયું. સગાઇ તૂટે; કાંઇ લગન ફોક થાય ? મામાએ ધમપછાડા તો પાર વગરના કર્યા. બન્યું થયું. લગન મિથ્યા ન થયાં. સમજણી થઇ ત્યારે " હાય કિસ્મત " કહી મેં કપાળ કૂટયું.

સુકલકડી શરીરઃ ખાંસીથી આખો દહાડો ખૂ–ખૂ કરે; આંખો ઉંડી ઉતરી ગએલી. પાશેર અન્ન પચાવી ન શકાયઃ દમ તો દમભીડીને ચડયા જ કરેઃ કાંઇ વાત જ પૂછો મા. એવો મારો વર ! એ વર સાથે જીવતર લગામનું પાનુ પડયું !

પરણ્યું છોકરૂં તો સાસરિયે જ શોભે ને ? માબાપ વગરનીને પાલવાય પણ કયાં સુધી ? મને દસમે વર્ષે વળાવીને ઠેકાણે પાડી. ભલા ભગવાન ! ' અજાણ્યે ઘેર ' જઇ વસી.

જાણે ગૌ-વિખૂટી વાછડી! સોરી સોરીને અડધી થઇ જાઉં. સાસરું સ્મશાન જેવું ખાવા ધાય. બીઠયાં ને સીંદર્યાં, સોંપાય તે વૈતરણ માફક કામ કરું. પૈરામાં પણ કોઇ ન મળે. હતી એક રાંડેલી નણંદ.

નણંદની શી વાત કરું ? એના કરતાં તો કોઇ કર્કશા ભૂંડી સાસુયે ભલી હોય. રોજ મને લબડ્યા કે લે. કાંઇક કસૂર થઇ કે જોઇ લ્યો ઝપાટો. વિકરાળ વાઘણની પેઠે ઘુરકે ને ઝેરી નાગણ જેવો ફૂફવાડો કરે. રાતા ચોળ ડોળા દેખીને તો ઉભી ને ઉભી દાઝી જાઉં: નણંદની આગળ તો ડાકાનો કરપ કુળો કહેવાય.

નણંદ ને મારી વચ્ચે બારમો ચન્દ્રમા હતો; તેનું કારણ હતું. પરણ્યે દોઢ વર્ષ થઇ ગયું, છતાં મને આપરણી નહિ આવેલી; અને મારો પરણેતર નપાસ થયો. બસ! ત્યારથી હું "નઠારાં પગલાંની" ઠરી ચૂકી. નઠારાં પગલાંનીને નણંદ ફાવે તેમ લઢે-વઢે-ને માર પણ મારે! એ તો નણંદના અધિકારની વાત રહી!

પથારીઓ વાળું, વાસીદું વાળું, લોટા-વાસણ અજવાળું, રાંધું ભણું, પાણી ભરું. ખાંડું, મણ-મનુ દાળ વીણું ને બાળું જે બતાવે તે કામ કરું. તોય હું 'રાંડ' ભૂંડી ઠરું. આ 'રાંડ' શબ્દ મારો નથી. છતે ધણીએ

નણંદ મને એ જ વિશેષણ લગાડતી. હળવે રહીને વાત પૂછું, તો ' શાણી સીતા ' ઠરતીઃ મોટેથી પૂછું તો ' લબાડ ' ઠરતી. કંઇ પણ કારણ ન મળે માટે મ્હોં સિવીને રહું ને ' તોબરો ચડાવ્યા ' જેવું મ્હોં રાખનારી મીંઢી ઠરૂં. ભાંડવામાં તો મણા જ ન રહે. ગાળોનો રોજ શ્રાવણ–ભાદરવો વરસ્યા કરે.

ન ખમાય ત્યારે એકલી બેસીને એકાન્તે કઢાપો કરી હૈયાને હલકું કરૂં. રડું, કકળું, નણદીના સાસરાં તીર સરખા તડુકા તોબાહ પોકરાવે ત્યારે મરી ગીટેલાં માબાપને નામે છૂટે મ્હોંડે પોક મૂકું, પણ ' છાની રહે બેટા ! ' કહીને દિલાસો દેનાર કોણ હોય ?

પોતે નપાસ થએલા, એટલે તેમને વધારે વાચવું પડતું. તેમને મારાં દુઃખ કહું, તો બેવડું દુઃખ થાય પણ ના કહું તેથી પોતે ન સમજે એટલા અબુદ્ધ ન હતા. નણદીના સ્વભાવથી યે જાણીતા હતા. મને કોઇ કોઇ વાર આશ્વાસન આપેઃ–" બેન વિધવા છે. એ બળીજળી, ન ધણીઆતી એનના બોલ સાંભળવા ને સહન કરવા. સ્વભાવ પડ્યો. પ્રાણ ને પ્રકૃતિ સાથે જાય. હોય; શું કરીએ ? આપણે મોટું મન રાખવું." ધણીનો આટલોય દિલાસો મને કોઇ દેવનો દીલાસો લાગતો.

પણ એટલો દિલાસોયે ફૂટેલા કરમમાં લખાયલો ન હવો. તેમને દમનું દર્દ વધી પડયું. લખતાં કાળજું ફાટી નથી જતું એટલી હું નિષ્ઠુર તો ખરી—તે ત્રણ મહિના પથારીવશ રહ્યા. પણ તેવું દહાડામાં બે દિવસ પણ તેમની પથારી આગળ બેસવાની નણદીની મના ! એવો વે'મ હતો કે તે મને ગમતા નથી તેથી રખેને હું ઝેર દઇને જીવ લઉં ! !

તેમનો અંતકાળ પાસે આવ્યો. કોઇ દહાડો નામ દઇને મને બોલાવેલી નહિ, પણ નણદીની સ્ત્રીહઠે શરમ તોડાવી. તેમણે કહ્યું:—......ને બોલાવો, મારે વાત કરવી છે. પથારીની આસપાસ ટોળે વળીને બેઠેલાંને પણ દયા આવી; પણ દૈત્યને દયા હોય ? નણદીએ મને પથારી આગળ ના આવવા દીધી. પ્રભુ તેમના આત્માનું કલ્યાણ કરો—મારૂં નામ લેતા અને મારા મેળાપ વગર ટળવળતા તે ગયા–અવસાન પામ્યા.

હું યે નણંદની હવે સમોવડિયણ થઇ. નાની વયમાં પરણી યે ખરી ને વિધવા યે થઇ ! નણંદના ભાઇનો કાળ થયા પછી બીજે વર્ષે સખત પ્લેગ ફાટી નીકળ્યો. તેણે નણંદને ઉપાડી લીધી. મામા–મામી પણ મરી પરવાર્યાં.

હું તેર વર્ષની–પરણવાને હમણાં જ કંઇક પાકટ ગણાઉં'–એવી વિધવા થઇ—અથવા સમાજે કે તેના રૌરવ

નરકગામી રાક્ષસી રિવાજોએ મને વિધવા જ રાખી; ને વિધવા બની એટલે હિન્દુસમાજમાં હડધૂત થઇ. પડયાં પડયાં સાસરે સડયાં કરવાનું! સાસરું ખરું, પણ ઘર ભાડાનું! મિલ્કત મળે નહિ. મહિનો થાય એટલે ઘરનું ભાડું ચૂકવવું કે દહાડો ઉગ્યે પેટનું ભાડું ભરવું? તેય શી રીતે ભરું? નજીવું પલ્લું કયાં સુધી પહોંચે? ઉદ્યમેય શો કરું? વીણવાની દાળ લેવા જતાં "દાળમાં કાળું" કિલ્મિષ દીઠું ને ત્યારથી એ ઉદ્યમને નવગજના નમસ્કાર કર્યા.

ત્યારે હવે કરું શું? કોઇ કુવો-હવાડો પૂરે છે; કોઇ બળી મરે છે; કોઇ ઝેર ખાય છે: હું શું કરું? ફાંસો ખાઇને છૂટું?

પારકોજણ્યો પરલોક સિધાવ્યો ને જીંદગીભરના હેવાતનમાં હોળી સળગી. ચૂડી-ચાંલ્લો ગયો, એટલે અપશુકનીઆળ પશુ બની! વિધવાપર અંકુશોનો કોઇ પાર નહિ! અંકુશ માટે કેટલી કાળજી! એટલી તો શું પણ વિધવાજીવનના ઉદ્ધાર માટે તલભાર પણ ન મળે!

કહેતાં કાળજું કપાઇ જાય છે. હું રાંડી, તેને બીજે વર્ષે કાકા રાંડયા. જાણે મને મળેલા અન્યાયથી જ એમના-પર દૈવકોપ ન ઉતર્યો હોય!

કાકાને કુંવારી કીકી હતી. કીકીના સટામાં કાકા ફરી પરણ્યા. કાકા કરોડવાર પરણી શકે! કીકરીઓ જેવા

આખળા જાતે, એકવાર હાથ ઝાલ્યો તે ઝાલ્યો; તેનાથી ફરી કેમ પરણાય?

નવાં લગનવેળાએ કાકાએ મને તેમને ત્યાં તેડાવેલી. ખૂણો સેવતાંય ઘરવેતરાંમાં તો કામ લાગું કની?

કાકી આણે આવ્યાં. નવાં કાકી ને જૂના કાકા. અમનચમન અચ્છી તરેહથી ઉટ. રહામે અરિસો રાખી, "નવી" વાળમાં ફૂલેલ નાખે: જલેબી ઘાટનો અંબોડો ગૂંથે: અંબોડ ગજરા ને ગુલાબ ઘાલે: "આ સારૂં નથી લાગતુ—ઉંહુ, આ જ પહેરૂં" એમ, દર્શનદર્શને બદલાતા ઠાકોરજીના વાઘા પેઠ 'નવી' નવાં નવાં વસ્ત્રાભૂષણ સજે: ને એવું એવું જોઇ કાકાની વ્હેંત વ્હેંત છાતી ફૂલે. ખૂણો સેવતી વિધવા ભત્રિજીનું શું થતું હશે? એની કોને પડી'તી? ન પડી હોય તો તેની સજા માટે મારી કને સત્તાય શી હતી? ઉંડો એક બ્રહ્માન્ડનો નિઃશ્વાસ નાખું, રડી રડીને આંસુ સૂકવું. આંસુને ઝીલનાર કોણ હોય?

હાય! હિન્દુ સમાજમાં જન્મી એ જ મારો વાંક? વેતરાં કરી મરૂં ત્હોય આટઆટલી પસ્તાળ પડવાનું કાંઇ કારણ? વિધવા થઇ એટલે મનુષ્ય મટી ગઇ? મારામાં

લાગણી **નથી?** રસ **નથી?** વિકાસક્રમની શક્તિ **નથી?** આશા કે ઉલ્લાસ નથી? શું નથી? કિસ્મતનાં કોઇ ક્રૂર નખરાંથી હૈવાતન નન્દાયું એટલે ભાગ્ય પણ ફૂટી ગયું?

નાખી દેવાની વસ્તુઓને ય, પરદેશીઓ કળા ને કારિગીરી વાપરી કિંમતી ચીજ બનાવી દે છે: પશુ-પક્ષીને કેળવી કામમાં લેવાય છે: હું વિધવા થઇ એટલે ઉકરડે ઉશેટાતો કેવળ કચરો જ!

ને ઉકરડે તો નયા પામર જીવ ખદબદતા હોય છે. ત્યાં વિકાર, મલિનતા, દુર્ગન્ધ સિવાય બીજું શુ દેખાય છે? ઉકરડાને યોગ્ય ઠરેલી વિધવાપર એવા પાપી જીવોની કેટલીયે વિકારી આંખો ખેંચાયલી રહે છે–નથી લખાતું: લજવાઉં છું; ઓ નિષ્ઠૂર સમાજ! વિધવાજીવનના વિકાસનાં પુણ્યક્ષેત્રોનાં દ્વારે તાળાં વાસો, ત્યારે તે જીવનનાં કઇ દિશાએ વહન થાય? વિચાર્યું છે કદી? શોધી વળી: વિચારી વિચારીને થાકી: નાતમાં સંયમનિયમના શિક્ષણની એકકેય સંસ્થા ન મળે! નૈતિકધાર્મિક કેળવણીનો ય કેવળ દુકાળ! નહિ વિધવાખંડ કે નહિ વિધવાશ્રમ! અરેરે! વિધવાઓના સુધાર અને ઉદ્ધાર વિના, કકળતી આંતરડીના વિધવાઓના શાપે સમાજ શી રીતે ઉંચે ચઢનાર છે?



## કાકઋષિ !

વિશ્વકર્માએ રચેલા આ વિશાળ વિશ્વની, રેલના પાટાસરખી અનંત સપાટીપર આવ્યે, ભગવતીપ્રસાદને આજ પૂરાં પચ્ચીસ વર્ષ થયાં. પચીસીની ખુશાલીમાં રૌપ્ય મહોત્સવ ઉજવવા નિમિ-તે સગાં સંબંધી અને નાતબંધુઓને મિષ્ટાન્ન જમાડવાનું તેમણે ઠરાવ્યું હતું. હું અને પ્રસાદ બન્ને ન્હાનપણના બાળગોઠિયા, એટલે મારે ત્યાં મિષ્ટાન્ન—ન્હોતરૂં ન હોય એમ બને જ નહિ.

મિષ્ટાન્ન–ભોજન વાસ્તે પોતાની પચ્ચીસીને બંધબેસતી આવે તેવી, નાતનાં પચીસ તડની મજીઆરી વાડી પસંદ કરવામાં આવી હતી; અને પચીસ મિત્રોને, પચીસ સગાંને. પચીસ નાતિલાઓને તથા પચીસ સ્ત્રીઓને, એ પ્રમાણે મળીને સો ઘેર નોતરાં દેવાયાં હતાં.

પચ્ચીસી નિમિત્તના મિષ્ટાન્નને ન્યાય આપવા સારૂ, પચ્ચીસ પચ્ચીસની જ્યુરી વ્યવસ્થિત **રીતે** ગોઠવાઇ ગયા **પછી,** પચ્ચીસ પ્રકારની વાનીઓ પીરસવામાં આવી. તેને સક્રિય ઇન્સાફ આપતાં પૂરી પચ્ચીસ મિનિટ થઇ હશે. "હશે" શબ્દ **એટલા** માટે કે લેડીવૉચથી હાથનું કાંઇ અલંકૃત નહતું–નહિતો નિશ્ચયાત્મક શબ્દપ્રયોગ થાત.

**અમે** બધા જમીને પાન ચાવતા ને પેટ પંપાળતા બેઠા કે તરત જ પચ્ચીસીને ભૂલાવે તેવુ આમેફીન ગણગણવા માંડયું; પરંતુ કમનસીબે **એમાં** ભારે વિક્ષેપ નડયો. **અમે** જે સ્થળે જમવા બેઠા હતા, **તે** સ્થળ હવે ખાલી પડેલું જોઇને, ડાળા ધુરકાવી ટમટમી રહેલા કાગડાઓ પાંખ ફફડાવતા ત્યાં ઉત**રી** આવ્યા **અને** પેલી પચ્ચીસ પ્રકારની વાની**ઓમાંથી** વેરાયલું–છંડાયલું **જે** કાંઇ હતું, **તે** વીણી ખાવા લાગ્યા. ત્યારે અમારામાંના **એક** પરિચિત સાથીએ મારૂં ધ્યાન ખેંચ્યું ને કહ્યું **કે:** "લલિતાપ્રસાદ, તમે તો ઘણાં પંખીઓની ભાષા સમજો છો : **ઉઠોને, આ** કાકમંડળને ઉરાડી મૂકો કે **તે** 'કા કા' કરીને શું **માગે છે, તે** સમજી આવો **તો** ગરબડ થતી મટે; મને વિદ્યાનો **ગર્વ** નહતો, કે હું વિદ્યા વેચવાયે ઇચ્છતો નહતો; **એટલે** પંખીભાષાજ્ઞ **આ** તમારો નમ્ર સેવક તરત જ **ઉઠયો અને** કાકમંડળ જ્યાં એંઠવાડ વીણી ખાવા **અને**

કોવૌ કરવાની ફરજ બજાવી રહ્યું હતું ત્યાં જઇ પહોંચ્યો.

થોડીવાર તો મીટ માંડયા સિવાય એ મંડળની હિલચાલ તરફ જોઇ રહ્યો. પછી એક કાગડો, હું અટકળ કરૂં છું કે એ મંડળનો આગેવાન જ હશે, તે મારી નજીક આવ્યો; તેને કાંઇક પૂછવાનું કરતો હતો તેવામાં તેણે મને સંબોધન કર્યું—" કા-કા "

મેં તેને તેની ભાષામાં કહ્યું:" મારા ભત્રીજાઓ આવા નહોય. વગર ન્હોતરે પારકા ઘરમાં ઘુસી જનારનો હું મારા ભત્રીજા તરીકે તો હરગીજ સ્વીકાર ન કરૂં. જાઓ, સ્વેચ્છાથી માની બેઠેલા તમારા આ કાકાની મર્યાદા જાળવવી હોય તો અહીંથી ઉડી જાઓ—"

વધારે કહેવા જતો હતો એવામાં વળી વધુ કાગડા મારી તરફ ધપતા ધપતા આવીને એક સાથે " કા-કા " કહીને મને સંબોધન કરવા મંડી પડ્યા. તે શું કહેવા માગતા હતા તે હું તરત જ કળી ગયો. એટલે તેમને **शांतम् पापम्** નો પાઠ સમજાવીને કહ્યું:-" જાઓ, ક્યાં જવું એ તમારે પૂછવાનું હોય જ નહિ. ક્યારનું'ય એક કવિએ કહી દીધું છે કે:—

" જે ઘેર નોબતો વાગતી, રૂડા છત્રીસ રાગ,
ખંડેર થઇ તે ખાલી પડયાં કાળા ઉડે છ કાગ"

એ ખંડેર-ઘેર જઇને તમારા અન્ય જાતભાઇઓ સાથે વાસો કરોઃ" પણ મારા આ શબ્દો પૂરા થતાની સાથે જ પાછો "કા-કા" નો કર્ણકટુત્વ કર્ણગોચર થવા લાગ્યો. હું જરા ચીડાયો. મેં ફરીથી તેમની ભાષામાં કહ્યું:-" ડાહ્યા થઇ જાઓ. આવું તોફાન તમને ન છાજે- જુઓ, સામે ગ્રામોફોન ચાલી રહ્યું છે. ઇચ્છા હોય તો શાન્તિથી મારી સાથે સાંભળવા ચાલો. સાંભળવું નહિ અને સાંભળવા દેવું નહિ, એવી ઇર્ષાદષ્ટિ ન રાખો. તમારે જમવું હોય તો માગીને જમો. આવું અજીઠું જમવામાં શી ફિલ્ઝત આવે છે? તમે લોકો ઝૂંટ પાડતાં પણ જરાય શરમાતા નથી. તમારે વાસ્તે ભાદ્રપદ માસનો પ્રત્યેક કૃષ્ણ પક્ષ નિર્માણ થએલો છે; તે ટાણે તમને ખાસ પોકાર કરીને કાગવાસને નામે નિમંત્રણ કરવામાં આવે છે. છતાં લોભી બનીને વગર નોતર્યા મે'માન બનો છો એમાં તમારી શોભા નથી. જો એટલેથી પેટ ન ભરાતું હોય તો વળી બીજો વિચાર કરીએ અને અમારા જમણમાંથી જમી રહ્યા પછી ખાસ થોડો થોડો ભાત છાંડવાનો રિવાજ દાખલ કરીએ. માગ્યા સિવાય તો મા પણ નથી પીરસતી, એ કહેવત ભૂલી જવા જેવી નથી. માટે આજે તમે મંડળરૂપે મોટા ટોળામાં અત્ર એકત્ર થયેલા છો તો નિર્ણય કરીને અમને જણાવો. બાકી હમણાં મેં તમને યાદ દેવરાવ્યું તેમ

શ્રાદ્ધપક્ષ આખોય તમારે માટે નિયત કરેલો છતાં ઘણીવાર મરેલા માણસના મડદાને કોચી ખાવાનું છોડતા નથી, અને ચાંદાં શોધવાનું ભૂલતા નથી એ શું સારું કહેવાય ? જ્યાં શાન્તિથી સંગીત ચાલી રહ્યું હોય, ત્યાં કૌ–વૌ કરી મૂકો તે શું સારૂ કહેવાય ?"

શીખામણુની અસર કેવી થઇ તે જાણવા સારૂ આટલું બોલીને હું બંધ પડયો. મેં જોયું કે પ્રથમ કરતાં કાકમંડળમાં શાંતિ કરતાં ગંભીરતા કાંઇક વધારે છવાઇ હતી. મારી પ્રતિભા પડી તેથી હું ગૌરવ ધરાવું, એ સ્વાભાવિક હતું; જે પરિચિત સાથીએ કાકમંડળ માટે મને જ પસંદ કર્યો હતો તે પસંદગી ખોટી ન હતી, એવી તેને ખાતરી થશે, એ વિચારથી મારૂં હૃદય રબરના પાતળા ફુલકા જેમ ફૂંક મારતાં ફૂલે છે તેમ ફૂલ્યું–પ્રફુલ્લ થયું.

પરન્તુ પ્રફુલ્લતા વધારે ક્ષણો ન ટકી. કા–કાનો કાનના પડદાને ચીરી નાખે એવો કાકારવ કાકમંડળે શરૂ કર્યો. મેં તેમની મનોવૃત્તિ જાણી લીધી. કાકમંડળ–એ ગંભીર બનેલા કાકમંડળને–કાંઇક જવાબ આપવો છે એ હું સમજી ગયો. એટલે ખમીરવાળો થઇને હું તેમની ભાષામાં બોલ્યો: "સજ્જનો, તમારે બધાને એકસાથે બોલવાની જરૂર નથી. તમારામાંથી એકાદ પ્રતિનિધિ બનીને મારી સામે વિવાદ ચલાવો, તો ા પ્રશ્નોનો ઉકેલ થઇ શકે.

આ તમને છેલ્લીવારની ચેતવણી છે. નહિ માનો તો બન્ધુકીઆ ટેટાનો મારે પ્રચંડ બહાર કરીને તમને ઉરાડી મૂકવા પડશે."

આટલું કહ્યા પછી એક રૂષ્ટપુષ્ટ કાગડો છેક મારી નજીક આવ્યો અને ઉંચે ડાળે, ચાંચ પહોળી કરીને કોઇ કોઇવાર તેના નાજુક ચરણને નચાવતો નચાવતો, તેની ભાષામાં મને નીચે પ્રમાણે કહેવા લાગ્યો :—

"સત્યયુગ, ત્રેતાયુગ અને દ્વાપરયુગ પસાર થયા પછી હવે હડહડતા કળિયુગનું શાસન પ્રવર્તે છે, એટલે અમે ઋષિકુળના હોવા છતાં અમારૂં અપમાન થાય એમાં નવાઇ નથી. ખરી રીતે તો ઋષિકુળનાં પંખીડાંને મન માનાપમાન વસેજ નહિ. અમે તો મનુષ્યો સાથે બોલતાં પણ નાપાક બનીએ, પરંતુ ઘણા વર્ષથી આ માનવસૃષ્ટિમાં અમારી ઓલાદ અને રીતભાત વિષે ઘણો ખોટો ખયાલ બંધાઇ ગયો છે, તેથી આજે પ્રસંગ મળતાં કાંઇક ખુલાસો કરીને માનવજાતને ખરી વસ્તુસ્થિતિથી જ્ઞાત કરવાની અમે તક લઇએ છીએ :—

"અમારા દેહના જ રંગ સરખા એ કાળા માથાના માનવી, પ્રથમ તો અમને 'કાગડા' જેવા તોછડા નામથી બોલાવવામાં જ તમ લોકોની ભુજ થાય છે. અમે કોણ? વાલ્મીકિ; વસિષ્ઠ અને વિશ્વામિત્ર ઋષિ જેવા અમે પણ

તેમના જ કુળમાંથી ઉતરી આવેલા કાકઋષિ કહેવાઇએ છીએ. રામાયણ રચાય તેવા રામચંદ્રનું રાજ્ય હવે હયાત નથી તેથી વાલ્મીકિ ઋષિ પણ પુનઃ અવતાર ધરતા નથી. બ્રહ્મર્ષિને લાયક થવા માટેનાં તપોવનો નથી, તેથી વસિષ્ટ ઋષિ પાકતા નથી અને રાજર્ષિમાંથી બ્રહ્મર્ષિ થવાય તેવાં વરદાન દેનાર ને લેનાર દેવ કે સેવક નથી, તેથી વિશ્વામિત્ર પણ પરવિશ્વમાં જ વિહાર કરે છે; તથાપિ કળિકાળના માનવીની દયા અમારા દિલમાં વસી રહેલી હોવાથી કળિયુગમાં ઘણું ઘણું અમારે સહન કરવું પડશે, એ જાણવા છતાં અમે કાકઋષિમંડળ કળજુગની દુનિયામાંય અવતાર ધરી રહેલ છીએ. અલબત કળિયુગના સ્પર્શથી અને માનવગણની હાડછેડથી અમે આખા ઋષિ મટીને હવે પા ઋષિની કક્ષાને પામ્યા છીએ, છતાં પરાર્થે સર્વસ્વ હોમી દેનાર સ્વાર્પણભોગી અમે લોકો તે વાતની પરવા કરતા નથી અને તમારૂં કલ્યાણ થાય એ હેતુથી અહીં જીવન ગુજારી રહ્યા છીએ. હવે તમારે વિચાર કરવો જોઇએ અને વિના કારણ તમારી જ ખાતર આખામાંથી ઘટીઘટીને પા બનેલા ઋષિઓના દિવ્યસ્વરૂપને ઓળખી અમારા દ્વારા લેવાય તેટલો યોગ્ય લાભ તમ લોકોએ લેવા માંડવો જોઇએ."

કાકઋષિનું આવું કથાનક સાંભળ્યા પછી મારાથી મૂગા રહી શકાયું નહિ. હેન્ડેરે કહ્યું છે કે જ્યારે દલીલ ખૂટી પડે છે ત્યારે ગાળો ચપોડવામાં આવે છે ; કાકઋષિના સત્ય કથન સામે મારાથી દલીલ ન થઇ શકી ત્યારે ગાળોને બદલે એકાદ ઉપાલંભવડે તેને અવાક્ બનાવવાનો મેં પ્રયત્ન કર્યો. હું બોલ્યો :—

" કાકઋષિ ભલે હો, પણ તમને તમારી જાતથી સંતોષ થતો હોય એમ અમારી ચક્ષુને લાગતું નથી. નહિ તો કોયલનું અનુકરણ કરવા તમે શા સારૂ લલચાઓ?"

ત્યારે તરત જ કાકઋષિ પોતાની કા–કા વાણીમાં કહેવા લાગ્યા :—

" અનુકરણ? અનુકરણ કોણ કોનું કરે છે તે તમે નથી જાણતા? તમારી નાતનાં પંચ મળે છે ત્યારે ત્યાં અમારૂં કયાં ઓછું અનુકરણ થાય છે ? તમારી નાત જમવા બેસે છે ત્યારે તમારાં બૈરાં અમારૂં કયાં અનુકરણ નથી કરતાં ? તમે કહી ગયા કે અમે લોકો ચાંદાં શોધીએ છીએ: મને મારા સમગ્ર મંડળ તરફથી પૂછવાનો જન્મસિદ્ધ અધિકાર છે, કે તમારામાં ચાંદાં શોધીને મનુષ્ય જેવા મનુષ્યને બે બદામનો બનાવી દેવાની કયાં ઓછી આદત છે? અમે મરેલા માણસના મડદાને ચૂંથતા હોઇશું તો

-તમારી ઓલાદમાં આગેવાનો ગણાતા કેટલા બધા આદમી જીવતા માણસને ચૂંથી નાખવામાં પાછી પા'ની કરે છે? અમે તમારા બંધુકીઆ ટેટાથી ભડકીએ છીએ તે તમારો મિથ્યા ભ્રમ છે. જાણેઅજાણે તમે લોકો હિંસાના ભાગીદાર ન બનો તેથી જ અમે ઉડી જઇએ છીએ; પરંતુ પવનથી પાંદડું હાલતાં ભડકી ઉઠનારા તમારી દુનિયામાં કયાં ઓછા પડયા છે? શાન્ત ને સુમધુર સંગીત જેવો સુખી સંસાર ચલાવતાં દંપતીના ભવમાં દવ લગાડનાર તમારામાં મોટાભા ગણાતા ઘણાય પડયા છે: તેમને તમારાથી કશું જ કહેવાતું નથી અને અમે–પંખીના અવતારમાં ઋષિકુળમાંથી ઉતરી આવેલા કાકમંડળને ધમકાવવા ને અમારા ચાલતા વ્યવહારથી અટકાવવા આવો છો, તે શરમ નથી આવતી? તમારૂં અજીઠું જમવામાં અમને શી લિજ્જત આવતી હશે, તે જાણવું હોય તો વગર હકે લાંચ લઇને પેટને કંકુ કરનાર કે પારકે પૈસે તાકડધિન્ના ઉડાવનારને જ પૂછજો એટલે પત્યું. વળી અમને ઝૂંટ પડાવનાર તરીકે ઓળખાવનાર એ એકદેશી દૃષ્ટિવાળા માનવી, તમારા લોકની ઉજળી લૂંટ વિષે તમે કેમ કશું બોલતા નથી?"

હું શું બોલું? સાંભળીને ઠંડોગાર બની ગયો. ફક્ત કાકઋષિ સામે ટગરટગર જોઇ જ રહ્યો. ત્યારે વળી તે પા ઋષિએ પુન: સંભાષણ ચલાવ્યું:—

"અમે અમારા મૂળ પુરૂષ ઋષિમંડળને ત્યજીને માનવજાતના ઉદ્ધાર માટે હડહડતા કળિકાળમાં આલોક વિષે ઉતરી આવ્યા. પરિણામે પા ઋષિની પરિસ્થિતિને પામ્યા. એ બધું તમને જ આભારી છે, છતાં હજુય મગરૂર તો અમે જ થઇ શકીએ તેમ છીએ, કે પા તો પા પણ એટલાય–પા ઋષિ–અમે રહ્યા છીએ! તમે તો મનુષ્ય હોઇ માણુસાઇમાંથી પણ મુક્ત થતા જાઓ છે। અને જાણે પા ઋષિ થવું હોય તેમ અનેક રીતે અમારૂં અનુકરણ કરી રહ્યા છે; પણ કોયલનું અનુકરણ કરવાથી અમે કા–ક કીટીને જેમ કોયલ નથી બનતા, સિંહનું ચર્મ ઓઢનાર ગર્દભ જેમ સિંહ નથી થતો, તેમ હરતાં ને ફરતાં અમારૂં અનુકરણ કરવાથી જે આખા, પોણા, અરધા, કે પા બિલકુલ ઋષિ જ નથી તે ઋષિ થઇ શકવાના નથી, એ બ્રહ્મબોલ સમજી લેજો."

ઋષિમુનિઓ વિષે વાંચેલું કે તેઓ કોપતા ત્યારે શાપ દઇ દેતા. રખેને કાકઋષિનો પણ કોપ થાય ને મારે શાપના ભોગ થવું પડે, એ ભયથી હું ભડકયો. મેં પાઘડી ફેરવી. હું નમ્ર બન્યો ને ધીમેથી બોલ્યોઃ–"ઠીક, આ વાડીને તમારી સમજો, ચાહો ત્યાં સુધી અહીં વિહાર કરો, જોઇએ તો મિષ્ટાન્ન લાવી આપું. બોલ્યું–ચાલ્યું માફ કરજો, મેં તમને બરાબર ઓળખેલા નહિ, તેથી જ ફાવેતેમ

બોલાઇ જવાયું હશે. બોલો, શું જોઇએ છે? મિષ્ટાન્ન લાવી આપું?

"અમારે મિષ્ટાન્નની શી ખોટ છે? જ્યાં અમારો આદર ન થાય ત્યાં અમે રહી શકીએ નહિ. રહી તમારી વાડી." એટલું બોલીને કાક-પ્રતિનિધિએ ચાંચ પહોળી કરી, ડોકે ઉંચો કર્યો અને તે ઉડવા માંડયો. તેની સાથે આખુ કાકમંડળ પણ ક્ષણમાત્રમાં આકાશમાર્ગે પ્રયાણ કરી ગયું. પણ કાકઋષિનું કથાનક તો કાયમને માટે જીવન સાથે જડાઇ રહ્યું!



# ગટરમાં ગંગાજળ

## ૧

### કન્યા

મારું નામ ગંગા. બાળપણમાં કોઈ બાળહરિણ પેઠે હું નાચતી-ખેલતી ને કલ્લોલતી. સરખી-સમાણી સાહેલીઓનો સહવાસ ને માવતરની મીઠી હુંફ; એ જ મારો સંસાર.

કુટુમ્બ પૈસેટકે સુખી. લોક-આબરૂમાં પ્રતિષ્ઠાવાળું. સંસારના વટવ્યવહારમાં કુશળ. ખર્ચખૂટણ ને માન-મોભામાં ખાનદાન.

માબાપને પેટ હું એકની એક દીકરી હતી અને 'દીકરીએ જ દીવા" હતો. સૌ રીતે સુખી માબાપને

પુત્રસુખ ન હતુ. ભાઇ વગરની છુ, માબાપને મન બહુ લાડવાઇ કન્યા હતી. જરા રીસાઉં, તો રીસાયલા કૃષ્ણને મનાવવા સારૂ જશોદાજી જેવાં તલપાપડ થઇ જતાં, તેવા મારાં માબાપ મારે માટે થતા.

ક્રમે ક્રમે કન્યાવસ્થા ઉતરી ને કિશોરાવસ્થા બેઠી સાહેલીઓને મારી આંખોમાં કાંઇક જાદુ જણાવા લાગ્યો. વિકાસ પામતા પુષ્પ પેઠે અંગનો દરેક અવયવ ખીલવા લાગ્યો. પ્રેમ એ શી વસ્તુ છે, તે કાંઇક સમજવા લાગી અને વનનુ બાળદર્ષ્ટિ મટીને સકાચની, મર્યાદાની, શરમની સસારભાવની લાગણીઓ ને લહરીઓમા વિહરવા લાગી.

ગૃહ ગગાજળ સરખા નરાતાર નિર્મળ કન્યાવિનોદ લોપાવા લાગ્યા. સાહેલીઓના ટોળામા, મસ્તીમા, સભાગણમા કન્યાકાળે જે નહોતુ, તે હવે અનુભવાવા લાગ્યુ. હુ "પરણવા યોગ્ય" થઇ.

'પરણવા યોગ્ય થઇ' તે દરમિયાન વનિતાવિશ્રામે મને સાહિત્યનુ, સગીતનુ ને ભરતગૂથણ આદિ કળાનુ કાંઇક જ્ઞાન દીધુ હતુ. એટલે ભાગસાગનો વિચાર ને નિર્ણય કરવાની વિવેકશક્તિનો ભાગમા ઠીકઠીક વિકાસ થયો. તથાપિ એટલી વય સુધીમા મેળવલુ જ્ઞાન છીછરુ હતુ— 'વનિતાવિશ્રામ'નુ હતુ; પરના સસ્કાર ને ઘરની કેળ-

વણીમાં અને જો કાંઇ પણ મળ્યું હોય, તો લાડ, લાલન-પાલન ને એવું એવું જ.

એટલે શિક્ષિત છતાં હું અર્ધદગ્ધ ભણેલીમાંય ખપી શકું. ચારિત્ર્યનું બન્ધારણ, ધર્મનીતિનું સંઘટ્ટન, આચારવિચારની શુદ્ધતા વગેરેનું માપ કાંઇ બહારના ભણતરપરથી માપી શકાય? 'વનિતાવિશ્રામ' એટલે બહુરંગી દુનિયાનું ધામ. ભણવા આવતી બધી યે બાળાઓ કાંઇ બાળાઓ જ ન હોય; કેટલીક બલા પણ હોય. કોરા કાગળ જેવા મારા અસંસ્કારિત હૃદયમાં, સંગના રંગ લાગે —એ ચેપી રોગના છાંટા ઉડે–તેમાં મૂળ વાંક કોનો ? વાચક ! અદલ ઇન્સાફ આપજે.

અમૃતજળને ઉછેરવામાં જેટલી સંભાળ રખાય, તેટલી કાળજીથી મારાં માબાપે મારૂં પાલનપોષણ કર્યું ને મને ઉછેરીને મોટી કરી, તેના બદલામાં હું તેમનો જ વાંક કાઢવા બેઠી છું એમ તમને લાગે છે ? વાંક વિધાતાનો. કોઇનો ય વાંક હું કાઢતી નથી; માત્ર આપવીતી જ આલેખું છું. ન્યાયનું તોલન કરવાનું સાચ્ચા ન્યાયાધીશને.

હું " પરણવા યોગ્ય થઇ " એટલે માબાપને ચિન્તા પડી. પેટની કન્યા સુખી થાય તેવું તેમણે ઘર શોધવા માડ્યું.

## ૨

## પત્ની

શેઠ જમનાલાલ મશહૂર મિલએજન્ટ હતા. તેઓ આજ્ઞે લગ્ને કુંવારા (!) હતા. અલબત, બે વારની બે બૈરીઓથી તેમને બે દીકરા યએલા હયાત હતા અને હવે તેમણે 'વન' પણ વટાવ્યું હતું; છતાં પૂરા પંચાવન વર્ષની વયે ય પત્ની સિવાયનો સંસાર તેમને સ્મશાનસતો લાગતો હશે, એટલે પોતે પત્નીની તલાસમાં હમેશાં રહ્યા કરતા. પરિણામે હું તેમનો શિકાર થઇ પડી.

ઉપર કહ્યું તેમ "પેટની કન્યા સુખી થાય તેવું ઘર" માબાપે ખોળ્યું. શેઠ જમનાલાલ મિલએજન્ટ. એટલે વૈભવવિલાસમાં કાંઇ મણા હોય? માબાપે ઘર જોયું: વર ન જોયો! પૂછું છું કે ઘરમાંથી વર થાય કે વરમાંથી ઘર? પણ એવા પ્રશ્નો શા કામના? માબાપને મન તો એમ હતું કે ગંગા-જમનાનો સંગમ થાય, એટલે સૌ રીતે સુખના જ દહાડા! મારે મન એમ હતું, કે જે માબાપ મારી અણસમજણમાં ય, પડતાં પહેલાં બોલ ઉપાડી લેતાં, તે માબાપ મારી સમજણી અવસ્થામાં. જેની સાથે રહીને આખો ભવ ગુજારવાનો છે, તેના પાલવે પાડતાં પહેલાં મને કાંઇક પૂછશે. પણ ભાઇ,

રામરામ કરો. જમનાલાલ શેઠને ઘેર વિવાહ કરવાની મસલતોનો ગણગણાટ મારે કાને આવ્યો ને લગીર માઝા છોડીને મા આગળ મેં ટકોર લગાવી, ત્યારે માએ મને 'ઘેલી'જ ગણી કહાડી. "બેટા–દીકરી! આ કામમાં અમે છીએ, ત્યાં લગણ તારાથી વચમાં ના અવાય" જે જનનીએ નવ માસ મને ગર્ભમાં રાખી, તે જનેતાનો આવો નિર્ણય સાંભળીને મેં 'નસીબ' કહીને કપાળે હાથ દીધો. બીજું શું કરું! કેમ કે બાપ પણ માને મળતા!

## ૩

## સાસરે

"સોળ વર્ષની સુન્દરી, સ્વામી વર્ષ સાઠ"

એ પ્રમાણે હું પરણી ને થોડા જ વખતમાં મને સાસરે વળાવી.

પિયરીઆની સહિયરોનો સહવાસ છોડ્યો. માબાપની મીઠી છાંય છોડી. આજસુધી જે ઘેર રહીને ઉછરી–મોટી થઇ, તે ઘર છોડયું: છોડતાં મને શું શું થયું હશે? ઉલ્લાસ, ઉમેદ, હર્ષ કે જેની કહો, તેની માત્ર એક જ ચિનગારી, પિયર ને પિયરીઆંને છોડતી વેળાએ દિલાસો દેતી હતી, કે હવે પકવવયે પરણીને "પરણ્યા" સાથે જ

શોહાવાય. કન્યા મટીને પત્ની થએલી 'હું', માતા થવા સારૂ તો સાસરે જ શોભું. આંસુભીની આંખે હું સાસરે ગઈ.

સાસરે ભોગવિલાસ ભોગવાય તેટલા ભોગવવાના હતા. પણ ન્હાની હતી ત્યારનું મેં ગીતાજીમાં વાચ્યું હતું કે ભોગવિલાસવડે સત્વગુણ ગળવા માંડે છે. મારામાં આસ્તે આસ્તે રાજસી પ્રકૃતિનો સંચાર થવા લાગ્યો. હું "નવી શેઠાણી" બની. મારામાં શેઠાણીપણાનો ગર્વ ભરાવા લાગ્યો. પૂર યૌવનકાળમાં પ્રવેશેલી આ ગંગામાં મોહ-મદ ને મત્સર વધ્યાં: અને શેઠ? મારા ધણી? ધણી ધીમે ધીમે ચિતા ભણી ચાલતા હતા. મન સંતોષવા જેવું તેમનામાં દૈવત ન હતું, શૂર ને નૂર ન હતાં: આમ એકબીજા વચ્ચેનો વિરોધાભાસ વધતો જ રહ્યો.

અને પછી? પછી 'વનિતાવિશ્રામ'માંની પેલી બલાઓના સંગનો ઘેરો લાગેલો રંગ કહે કે હવે મારૂં જ કામ. તે રંગ-પાશ ચળકવા લાગ્યો. પ્રથમ જણાવી ગઇ છું તેમ મૂળે તો ઘર તરફથી ઉચ્ચ સંસ્કારો મળેલા જ નહિ, એટલે બહારની બલાઓના સહવાસનો જે પાશ લાગેલો, તે ભાદરવા માસમાં અણધાર્યા ઉગી નીકળતા કોઇ છોડવા પેઠે ખીલી ઉઠયો. ચંચળ મન ચલિત થવા

લાગ્યું. તેને કોઇ લલિત ' લાયક 'ની લગની લાગી. નિર્મળ આંખમાં કાજળ જેવાં કાળાં કામણ અંજાયાં. અરેરે, પવિત્ર ગંગા જેવી આ ગંગાનું યૌવનજળ ગટરમાં ભળ્યું ને આજ સુધીની બધી શુદ્ધિ ઉંધી વળી ગઇ.

૬

## વિધવા-માતા

હું હતી સોળ વર્ષની. સુખલાલની ઉમર ત્રીસેક વર્ષની. શેઠનો માનિતો સુખલાલ અમારી મિલનો મેનેજર હતો. ઘણુંય શેઠીઆ કુટુમ્બોમાં બને છે, તેમ રસોઇઆના નારદવેડાએ સુખલાલ સાથે મારૂં ગાન્ધર્વલગ્ન થયું ! કુદરતનો નિયમ શું બોધે છે? ભર્યા ભાદરવામાં મૂશળધારે વરસતા મેઘનાં નવાં જળ, સરોવર ભરાઇ ગયું હોય તો તેની પાળ તોડીનેય પોતાનો રસ્તો નથી કરતાં ? ભરયૌવન-મસ્ત હું, મારી આશાઓ અને અભિલાષાઓને પરિતોષવાને સાવ અશક્ત ધણીને પાલવે પડ્યા પછી મારૂં મન ચલિત થયું.

મનને ચલિત કરવું કે નિગ્રહથી કાબુમાં રાખવું, એનો હવે શો વિચાર? સુખલાલથી આ "નવી શેઠાણી"નું વંઝામ્હેણું ટળ્યું જાણી શેઠનેય પારાવાર આનન્દ થયો.

આંખઆડા કાન કરીને "સૌ સારું, જેનું છેવટ સારું" એ ન્યાયે શેઠ એકન્દર આનન્દમાં રહેતા. પરન્તુ સારો (!) દહાડો જોવા સુધી શેઠ જીવ્યા નહિ. મારા સાતમે મહિને શેઠનો કાળ થયો! પુત્રીમાંથી પત્ની બનેલી હું, માતા થાઉં તે પહેલા તો વિધવા બની! વિધવા બની કે માબાપે બનાવી?

સુખલાલ છેલબટાઉ હશે, લોફર તો નહતો જ. કંદર્પની મૂર્તિ સરખા એ સુખલાલને તેની આ વિધવા સ્નેહરાજ્ઞીના ભાવિસુખની ચિન્તા થઇ. તેણે એક દહાડો કાયદાનો સવાલ ધ્યાનમાં લઇને મને કહ્યું: "ગંગા! ન કરે નારાયણ ને તને દીકરી અવતરે, તો "હિન્દુ લૉ" પ્રમાણે તને વારસાનો હક્ક મળે નહિ, ને તારે તો મિલમાલિકણ છતાં ઓરમાન દીકરા જે દે, તેનાથી નિભાવવાનું રહે."

વાત ગળે ઉતરે એવી હતી. મેં રસ્તો પૂછ્યો. બહુ વિચાર કર્યા પછી સુખલાલે કહ્યું: "દીકરો અવતરશે તો પંચાત નથી. દીકરી અવતરે, તો વાસુદેવ ને દેવકીએ કર્યું હતું તેમ કરવું. તેઓ દીકરો મૂકીને નન્દને ત્યાંથી દીકરી લઇ આવ્યા હતા. આપણે કોઇ અનાથાશ્રમમાંથી દીકરો ઉપાડી લાવી, બદલામાં ત્યાં દીકરીને મૂકી આવવી."

સ્વર્ગમાંથી ભૂતળપર ઉતરવા માંડતાં ગંગાજીનો અધઃપાત કાંઇ ઓછો થયો હતો ? આ અભાગિણી ગંગાએય પરજન સાથે પ્રિત બાંધી, ત્યારથી ગંગાજળ ગટરમાં ભળ્યું હતું; પછી તો પાપી વૃત્તિઓ પાપને જ રસ્તે દોડયા કરે ને ? મેં સુખલાલની સલાહ સ્વીકારી, અને ઓ વાચક ! મેં કાળજું કઠિન રાખ્યું હતું—કર્મકથા વાચતી વેળાએ તું પણ કાળજાને ઢાલ જેવું રાખજે, ને એકદમ તીરસ્કાર વરસાવતા પહેલાં સંજોગોનો પૂરો વિચાર કરજે. મને 'પ્રસૂતિગૃહ'માં પૂરા દિવસે દીકરી જ અવતરી. "દામ કરે કામ" એ ન્યાયે પ્રસૂતિગૃહમાંથી મારી દીકરીને અનાથાશ્રમમાં મૂકી આવવામાં ને ત્યાંથી તરતનો સાંપડેલો કોઇ બાઇનો છોકરો આણવામાં સુખલાલને ખાસ કશી જ વિટંબણા નડી નહિ. "નવી શેઠાણી"ને પુત્ર અવતર્યાની વધાઇઓ વંચાઇ ને સાકર વહેંચાઇ, જાણીને મારાં ઘરડાં માબાપ પણ ખુશી થયાં હશે.

## ૫

## ન્યાયમંદિરમાં

પેલું સત્ય છતું થાય, ત્યારે પાપ ઉઘાડું પડયા સિવાય ન રહે. અમારો પ્રપંચ પ્રકટ થયો. સુખલાલ પકડાયો. હું ય

ગિરફતાર થઈ. મામલો અદાલતે ચડયો. કામ ચાલ્યું. એ બધું કારસ્થાન મારા ઓરમાન દીકરાઓનું હો કે કાવે તેનું હો; પણ વાત વા લઇ ગયો. માબાપે ફીટકાર વરસાવ્યો " એ કરતાં તો પેટે પથરો પડયો હત તોય સારું, કે ધોબીને ખપ લાગત ' વગેરે પ્રહારો સાંભળી સાંભળીને હૃદય બુઠું બની ગયું. વાટે કે ઘાટે, ચૌટે કે ચારે, બધે ફટફટ થઇ ગઇ. ફજેતીમાં બાકી ન રહી. અદાલતમાં તો માણસ માય નહિ. આ પણ એક પ્રકારનું જીવતું–જાગતું નાટક જ હતું ને ! તે જોવા આવનારને ફ્રી બદામ સરખી ભરવી પડે તેમ ન હતું. જુબાનીઓ લેવાઇ. પ્રતિપક્ષના વકીલે વકીલાત ચલાવી. સુખલાલના વકીલે ય પાપ છૂપાવવા તેનાથી બને તેટલા પ્રયત્ને દલીલો લડાવી. આખરે ન્યાયાધીશે મારે કાંઇ કહેવું હોય તો તે સાંભળવાની જીજ્ઞાસા જણાવી.

બધું જ કહેવાઇ ગયું હતું. જે ઘટના બની હતી, તેની ન્યાયાધીશની નોટમાં નોંધ લેવાઇ ચૂકી હતી. બચાવ કરવાને નિષ્ફળ પ્રયત્ન કરવો મને ઠીક ન લાગ્યો. હું અવાચક જેવી બની ગઇ હતી; છતાં બુઝાતો દીવો આખર ઘડીએ જેમ ઝબકી જાય છે, તેમ છેવટનું બળ એકઠું કરીને મેં ન્યાયાધીશ આગળ નીચે પ્રમાણે નિવેદન કર્યું :—

" મારા નામદાર, ઇન્સાફને હાથ-પગ હોતા નથી. નજરોનજર ખૂન થતું દીઠું હોય, તેવો ખૂની પણ પુરાવાના અભાવે છૂટી જાય છે. તેનાથી ઉલટું, પૂરતા પુરાવાને અભાવે સાચો માણસ સજા પણ પામે છે. ન્યાયાધીશ કેવળ કાયદાને વશ છે; જ્યાં એવી સ્થિતિ છે, ત્યાં મારે કશું જ ન કહેવામાં બધું કહેવાઇ જાય છે. એટલે પ્રકટ થએલા પાપથી મને થનાર સજાનો ભોગ થતાં, બચવા વાસ્તે કોઇ સમર્થ બેરિસ્ટર રોકું ને હું કદાચ નિર્દોષ ઠરું; તથાપિ મને ચોટેલું કલંક કાંઇ ભુંસાય નહિ. એટલે આપની આજ્ઞાથી, આપની સમક્ષ, આખી અદાલતના પ્રેક્ષકો સાંભળે તેટલા બુલન્દ અવાજે, હું જે કાંઈ નામદાર આગળ નિવેદન કરું છું, તે મને થનાર સજાની મુક્તિ કે ઘટાડાની કે દયાની માગણીની ઇચ્છાથી નહિ, પરંતુ સઠેલો સમાજ જે કલંક મારે શિર ઢોળી રહ્યો છે, તે કલંક સમાજને જ લાગુ પડે છે, કે મને, તેનો કદાચ તો નિષ્કર્ષ કાઢવા સારૂ.

" આપ નામદાર ન્યાયાધીશને હોદ્દે વિરાજ્યા છો. ન્યાયનું તોલન બન્ને બાજુ તપાસીને થવું જોઇએ. મારા મુકદમામાં મુખ્ય મુદ્દા બે છે :—(૧) પરણ્યા પછી મેં જે જે પાપ કર્યાં છે. તેનો હિસાબ ચોક્ખો કરવો. (૨

પાપ કર્યું જ છે, તો તેનાં કારણોનો બારીક દૃષ્ટિયે, સૂક્ષ્મ બુદ્ધિશક્તિથી ક્યાસ કરવો.

"જુબાનીમાં પડેલી હકીકત બધી જ મારે કબૂલ છે. એટલે પરણ્યા પછી હું વરની મટીને પરની થઈ ને દીકરી સટે મેં દીકરો વ્હોર્યો, એ બદલ ન્યાયમંદિર કાયદેસર મને જે સજા ફરમાવે, તે ભોગવવાને હું તૈયાર છું.

"હવે બીજો મુદ્દો. મારાં પાપ વાસ્તે જેમ હું સજા ભોગવવા તૈયાર છું, તેમ તે પાપના જે ઉત્પાદક હોય, અને પાપનો રસ્તો જે મોકળો કરી આપનાર હોય, તેને વાસ્તે કાયદાએ કશી સજા ઘડી છે? "ચોરી કરનાર કરતાં કરાવનાર વધારે ગુન્હેગાર ઠરે છે કે નહિ; જવાબ હકારમાં હોય, તો, મારા નામદાર! આપ ઘડીભર ન્યાયાધીશનો હોદ્દો ભૂલી જાઓ—અવિવેક થતો હોય તો અબળા જાતિ માટે—આપની ધર્મની દીકરી સમજીને યાક કરશો ને મને કહેવા દેશો, કે એ ગૃહસ્થ ન્યાયાધીશ! આ હડહડતા કળિકાળમાં આપે આપની નાતમાં, અરે ખુદ આપના જ કુટુમ્બમાં કેટકેટલાં સત્યવાન ને સાવિત્રી સરખાં દંપતી દીઠાં? પકવ વયે પરણાવવામાં આવે, લગ્ન એ શી વસ્તુ છે, તેને હું સમજતી થઈ હોઉં, છતાં જેની

સાથે મારે જન્મારો કહાડવાનો છે, તેના વિષે મારો મત માગવામાં ન આવે, મને સાંભળે પણ ના; "દીકરીઓએ લગ્નની બાબતમાં વચમાં ન પડાય, ને તેમ થાય તો મર્યાદાનો લોપ થાય" સમાજની એવી દાનવી રૂઢિવડે મ્હોંમાં ડૂચો દેવાય; સોળ વર્ષની ભરજોબનવંતી કન્યાને પંચાવન વર્ષના મરવાને આળસે જીવતા જીવ સાથે જોડવામાં આવે, પરિણામે સત્યવાન ને સાવિત્રીના વહી ગએલા યુગ પછીના આ વર્તમાનકાળની અસરોના ભોગે છાનાં છિનાળવાં થાય, તો તેમાં મૂળ ગુન્હેગાર સમાજ કે મારા જેવી ગંગાગૌરીઓ? વધારે સજાપાત્ર રૂઢિરક્ષક સમાજ કે મારા ભાડૂતી લાલ સરખા લાલાઓ? મારા નામદાર! આ વિષે આપની કાયદાપોથીમાં છે કંઇ ખુલાસો?

"મરનાર માંડીને બે પુત્રો હયાત હતા, ને પોતાનો એક પગ ચિતામાં ચંપાયલો હતો, એટલી વૃદ્ધવય પર્યંત તેમની વિષયવાસના તૃપ્ત ન થઇ ને પોતે પરણવાની ઉમેદવારી કરતા રહ્યા. કોઇ બાળહરિણુ વનવનમાં વિહાર કરતું હોય અને હૃદયના ભુખ્યા શિકારીનો ભોગ થઇ પડે, તેમ તે વિષયી શેઠ સાથે મારૂં પાણિગ્રહણ થયું ને આ અસ્ફૂટ-ખીલતી કળીનું જીવન ધૂળધાણી થઇ ગયું, તેનો ઇન્સાફ ચૂકવનાર અદાલત આ સૃષ્ટિમાં ક્યાંઇ પણ છે? હોય તો

હું માનું છું કે એ અદાલત; આજના નિર્દય સમાજને ફાંસીને માંચડે ચઢાવ્યા સિવાય ન રહે.

"જજ સાહેબ, મિસિસ એનિબિસંટને ત્રણેક મહિના જ કોઇમ્બતૂરમાં સરકારે નજરકેદ કર્યાં હતાં. એટલામાં તો સમાજે સરકારપર "અબળાજાતિપર હાથ નાખવાનો" આરોપ ઢોળી, અજબ ખળભળાટ મચાવી મૂકયો હતો અને બિસંટબાઇ છૂટયાં ત્યારે જ જે સમાજે સરકારનો છાલ છોડયો હતો, તે સમાજ, ખીલતા એક પુષ્પ જેવા સુન્દરીજીવનને ઘરડો ખખ આદમી કાવમને વાસ્તે નજરકેદ કરવા જેવું પગલું ભરે તે સામે આંગળી પણ ચીંધી શકતો નથી! આ વિષે આપની કાયદાપોથીમાં સજાનો છે કાંઇપણ ઉલ્લેખ?

"સોળ વર્ષની સુન્દરીનાં પંચાવન વર્ષના બુઢ્ઢા સાથે લગ્ન થતાં અટકાવવા વાસ્તે સમાજે કે સરકારના કાયદાએ કશો જ પ્રતિબન્ધ કર્યો છે? તેથી ઉલટું, લગ્નવેળાએ મનગમતાં માલમિષ્ટાન્ન ઉડાવીને, લગ્નકન્યાના ભાવિષ્યનાં છૂપાયલાં, ચિત્તને ચીરી નાખનારાં હૃદયભેદક આંસુમાં વધારો કરવામાં આવે છે કે બાજુ કાંઇ? એવાં અબળારત્નને ગન્ધાતા ઉકરડે ફેંકી દેવાતાં અટકાવવા વાસ્તે આપની કાયદાપોથીના કોઇ પણ પાનામાં

કરશો ઉલ્લેખ છો? જે સમાજ સ્મશાનની ધીકતી ભસ્મપર હિન્દુ-ધર્મને નામે આશાભર્યાં અબળાજીવનનાં બળિદાન આપી રહેલ છે, તેમાંથી હું એક ગંગાગૌરી પ્રકટ થઇ છું, પણ મારા નામદાર, એવી સેંકડો ગંગાગૌરીઓ ચાર દિવાલોની મધ્યમાં વૃદ્ધ શેઠીઆઓના મશરૂના ગાલીચાપર પડી પડી બોરબોર જેવડાં આંસુ ઢાળી રહી છે, તેનો ખયાલ કે તેની તમા કોઇને પડી છે? બોલવામાં અવિવેક થતો હોય તો માફ કરશો. જે બોલુ છું તે હું નથી બોલતી, ઉકળતી આંતરડી બોલે છે. લોક મને વ્યભિચારિણી ઠરાવે, તે પહેલાં લોકરૂપ સમાજ કેટલો દુરાચાર કરી રહ્યો છે, તેનો તેને વિચાર થશે ખરો? અને મારે દીકરી મટે દીકરો શું કરવા આણવો પડયો? મારા નામદાર! આપના 'હિન્દુ લૉ' માં અબળાજાતને દેખાતો અન્યાય ન મળ્યો હત, તો મારે શું કરવા એવું પગલું ભરવું પડત? કાયદો ઘડતી વખતે, તે જેને વાસ્તે ઘડાયો છે, તેના વિચાર, મત કે સલાહનો અનુભવ કાયદા ઘડનારાઓએ લીધો હતો? દીકરીઓનો વારસાઇ હક્ક કાયમ રહ્યો હત, તો અવળે રસ્તે જવાનો તર્ક સરખો ન થાત. મને જાણવા દેશો કે એકલા દીકરાઓ જ વારસાઇ મિલ્કતનો સદુપયોગ કરી જાણે છે? દીકરીઓ દુરૂપયોગ જ કરતી હશે? દીકરીઓને

ધન–મિલકતનો વ્યય કરતાં આવડતો જ નથી, એના પુરાવા સમાજ પાસે કે કાયદાશાસ્ત્રીઓ પાસે છે વારુ ?

"અરેરે, આવા મુકદ્દમા અદાલતે ચઢે, તેનો ન્યાય ન્યાયાધીશો ચૂકવે, ફજેતી જોવા લોક એકઠા થાય, હકીકત જગબત્રિસીએ ચવાય; એ બધું કયા ખાસ કારણથી બને છે, તેનો સૂક્ષ્મ વિચાર જરા ઝીણવટથી આપ કરી જોશો ? ઓરમાન દીકરાઓ પણ ઘર્જીત કરતાં તીજોરીમાં પડેલા ચળકતા સિક્કાના જ વધારે સગા થયા ! ઓરમાન–ઓરમાન પણ હું તેમની મા થાઉં. માનો સાલ્લો ન્હાનપણમાં બાળક ઉધાડે તે સાંખાય; મોટપણે દીકરાઓ દ્રવ્યના મોહે માને ફજેત કરવામાં પૂરો ભાગ ભજવે, એ સત્યવાન–સાવિત્રીવાળા વહી ગએલા યુગમાં જ બને–હાય ! પૈસો !

"કંઇ રૂંધાયો છે, દિલની દાઝની ઉન્હી વરાળો વધારે કહાડી શકતી નથી. નામદાર, ટૂંકામાં બધું જ કહી રહી છું. હવે આપના હાથમાં જે કાયદા પડયા હોય અને કાયદાના જે ફરમાનને આપ અધીન હો, તેને અનુસરીને ઇન્સાફ જાહેર કરો."

—અને એક કલાક પછી ચુકાદો જાહેર થયો. મારૂં સંભાષણ પૂરું થયા પછી તરત જ અદાલતમાં અડધા કલાકની રજા પડી હતી અને નામદાર ન્યાયાધીશ

ચેમ્બરમાં ગયા હતા. મને લાગે છે, કે તેમણે ચુકાદો ચેમ્બરમાં જ લખ્યો હશે; કેમ કે અડધા કલાક પછી અદાલતે ફરીથી કામ હાથમાં લીધું, તે વખતે નાં૦ ન્યાયાધીશની ખુરસી ખાલી હતી. પોતે ચેમ્બરમાં હોય કે મુકામે સિધાવ્યા હોય; અદાલતમાં હાજર ન હતા. એટલે તેમનો ચુકાદો તેમના શિરસ્તેદારે વાંચી સંભળાવ્યો હતો. મતલબ આ મુજબ :–

" ગંગાનું અંતિમ સંભાષણ સામ્પ્રત હિન્દુસમાજનું ખરૂં ચિત્ર ખડું કરનારૂં છે. હિન્દુસમાજને સડેલો ધર્મ કહી શકાય. તેના જે ભાગોમાં નસ્તર મૂકવા જેવાં હોય –સુધારા કરવાના હોય–તે વેળાસર ન થાય, તો કાળબળે આખોય સમાજ ગન્ધાઇ ઉઠી મડદા જેવો બની જાય તો નવાઇ નહિ. બાળલગ્ન, વૃદ્ધલગ્ન, કજોડાં, કન્યાવિક્રય વગેરે અનેક અધમ આચરણોથી સમાજ ખદબદી રહ્યો હોય, ત્યાં ગંગાગૌરીનો બનાવ અજાયબી ઉપજાવનારો ન ગણાય : એ દૃષ્ટિએ ગંગાબાઇ જો કે કાયદેસર ગુન્હેગાર છે, છતાં દયાપાત્ર વધારે ઠરે છે. હકીકતથી સ્પષ્ટ થયું છે કે તે બાઇને, તેની ઉગતી જુવાનીનો પ્રવાહ, ગંગાના નિર્મળ જળને બદલે કહેવાતા ખાડામાંના પાણી ભણી વાળવાની ફરજ પડી હતી. તેના ખીલતા જીવનની ઉજ્જ્વળ ભાવિ

આશાઓ, તેનું લગ્ન કરનારાઓએ ને તેનો હાથ ઝાલનારે ધૂંદી નાખી હતી. પરીણામે એકવારની ગંગા જેવી ગંગાને હવે ભેદાતી છાતીના નિઃશ્વાસો સાથે, છિન્નભિન્ન થઇ ગએલી ઇચ્છાઓના સ્મરણોવડે જ ધુંધવાતી આન્તર ચિણગારીથી, સિઝાઇસિઝાઇને સમાજના પ્રચન્ડ અગ્નિમાં જીવન જીવવાનું રહ્યું છે; તે બદલ જો સત્તા હત, તો ન્યાયમંદિર સમાજને શાસન દીધા વગર રહેત નહિ. પરન્તુ જ્યાં સુધી તેવી સત્તા ન્યાયમંદિરના હાથમાં ન હોય, ત્યાં સુધી તો, પડેલી જુબાનીના આધારે, નીતિભ્રષ્ટ ઠરતી ગંગાબાઇને કાયદાને અધીન થઇ, છ માસની સાદી કેદની સજા ફરમાવવામાં આવે છે અને સુખલાલને એક વર્ષની સખ્ત કેદ."

"આ પ્રમાણે ચુકાદો વંચાયો ને હું તથા સુખલાલ પોલિસને હવાલે થયાં.

"વાચક! ઇશ્વરે તને બુદ્ધિ દીધી હોય, તો છ માસની સાદી કેદ ભોગવતી આ દુર્ભાગી અબળા માટે કે તેને દુરાચરણમાં વાળનાર સમાજ માટે જરૂર બે આંસુ પાડજે. કેમકે દયાળીનાં એ આંસુથી, સમાજે પોતાનું જે કલંક મારે શિર ઠોકી બેસાડયું છે, તે કદાચ ધોવાશે.

# શ્વાન સંભાષણ

વારંવારના આગ્રહથી, તે વિદ્વાન મિત્રને ત્યાં "એકાદ દિવસની મહેમાની ચાખવા સારૂ" મારે જવું પડયું.

વૈદક નિયમ પ્રમાણે તો રાતનું વાળુ હલકા ખોરાકનું હોવું જોઇએ: પરન્તુ મહેમાનીના વિવેકે તે નિયમનો "સવિનય ભંગ" કરાવ્યો! જમવા સારૂ પાટલે બેઠો ત્યારે મેં જોયું, કે ત્રણ ચાર પ્રકારનાં ભજિયાં, બે શાક, રાઇતું, ચટણી, પાપડ, અથાણું વગેરે વાનીઓ સાથે શીરો અને પૂરીનું ભારે જમણ, જર્મનસિલ્વરના થાળમાં પીરસાયલું હતું! મિત્રે ના વિચારી રાત કે જઠરની જમણ પચાવવાની તાકાત. "શરીર બગડશે તો ચુરણ તૈયાર છે–" કહીને આગ્રહપૂર્વક મને ખૂ...બ જમાડયો.

અમે જમીને દિવાનખાનામાં પાન બનાવતા બેઠા. ઇચ્છા તો એવી હતી કે આજ ઘણે દહાડે મળીએ છીએ, માટે સાહિત્ય સંબંધી, સમાજ વિષે, જ્ઞાતિને લગતી

અને બને એટલી દેશ-વિદેશના પેટ ભરીને વાતો કરીશું; પણ કેવળ જમણવડે જ પેટ તો ફાટુફાટુ થઇ ગયું હતું! કહેવાય છે કે વધારે જમનારને આળસ થાય, ઘેન ચઢે, ચેન ના પડે; રાસભ પેંઠ આળોટવાનું મન થય: એ બધાં સત્યોનો આજ અનુભવ થવા લાગ્યો. એટલે વહેપારની મંદી ને નાણાંબજારની તંગી વિષે, તો ઘડીકમાં કોઇ નવાં બહાર પડેલાં ચોપાનિયાં વિષે, એમ ઉડતાં ડીચાં માફક ગામગપાટા ચલાવી, હા...શ કરીને અમે બન્નેય પથારીવશ થયા.

પરંતુ ભાગ્યે જ અડધો કલાક વીત્યો હશે, એટલામાં તો પોળનાં કુતરાંએ ભારે શોરબકોર કરી મૂક્યો—ઘનઘોર વાદળાં વીંધીને થતી ભયંકર ઘનગર્જના કરતાંય ભારે!

હું કંટાળ્યો. મેં ચીડાયલા અવાજે મિત્રને પૂછ્યું:– "વારું, આ કુતરાં પણ મારા સત્કારાર્થેજ ભસતાં હશે! "મ્હેમાની ચાખવાની" મોજ તો કોઇ ઑર છે ભાઇ!" ત્યારે મિત્રે મને પૂછ્યું:– "જાઓ મારા સાહેબ, કુતરાંના અવાજને તમે ખાલી ભસવું માનો છો?"

"ત્યારે શું હસવું માનું?" મેં તોછડો પ્રશ્ન પૂછ્યો.

"તમે કઇ કઇ ભાષાના જાણકાર છો?" મિત્રે સ્હામો સવાલ પૂછ્યો.

"તેનું અત્યારે શું કામ છે? એક તો નીચે કુતરાં ભસે ને અહીં તમે—" હું બોલતો બોલતો બન્ધ પડી ગયો. મને જરા અવિવેક થતો લાગ્યો. મન ને મ્હોંપર કાબુ મેળવ્યો : મિત્રની ગંભીરતા કાયમ જ હતી.

તે બોલ્યો:- 'ગુજરાતી' માતૃભાષા રહી, એટલે એ તો આપણે જાણીએ જ. 'સંસ્કૃત' ગુજરાતીની મા થાય, તેથી થોડું ઘણું તેનું જ્ઞાન પણ હોય; સાહિત્યસૃષ્ટિમાં ઘૂમનાર રહ્યા એટલે 'અંગ્રેજી' ને 'બંગાળી'નું જ્ઞાન અનિવાર્ય મનાય. સિવાય 'હિન્દી'–'મરાઠી' પણ કદાચ જાણતા હશો. પણ–પણ..."

"હવે પણ ને બણ." હું આક્રોશમાં જ બોલ્યો; અને કોલાહલ મચાવી રહેલાં કુતરાંપર "હાડે" કહીને, પાસે પડેલી આંકણી એવા જોરથી ફેંકી, કે તેના બરાબર બે કકડા થઇ ગયા. કુતરાંને વાગ્યું હશે કે નહિ એ તો રામ જાણે; પરન્તુ જાનવર જાત બેવડા જોરથી ભસવા મંડી, એટલું જ નહિ, પણ બીજાં કુતરાંએય પોતાનો કર્કશ અવાજ ઉમેર્યો.

મિત્ર આ બધું અનિમિષ નજરે જોઇ રહ્યો હતો. મેં કલ્પ્યું કે આંકણી ભાગવાથી ભાઇનું મન ખાટું થયું હશે. પણ સ્વલ્પકાળમાં જ મારો ભ્રમ ભાગ્યો: મિત્રે ખુલાસો કર્યો, કે "આંકણીનું પતનતો કશા લેખામાં નથી. ફક્ત

કુતરાંના ગંભીર વચનના મહાન વિચારમાં હું પડી ગયો છું.''

"એમ ? તમે કુતરાંની ભાષા સમજી શકો છો શું ? " મેં ઇન્તેજારીથી પૂછ્યું.

"કેમ નહિ ? સાહિત્યસૃષ્ટિમાં અન્ય ઘણી ભાષાઓ ખેડાઈ રહી છે; પરંતુ હજુ જાનવરોની ભાષા તરફ તો ભાગ્યે જ કોઇનો દૃષ્ટિપાત થયો હશે. આ સેવકે તે કામ હાથ ધર્યું છે અને જાણીને ખુશ થશો કે તે વિષયમાં ઠીક ઠીક પારંગત પણ થયો છું. તમે જો કુતરાંનું ભસવું સમજી શકો તો જે મઝા કોઈ મહાન તત્વજ્ઞના તત્ત્વજ્ઞાનથી ન પડે, તે એનાથી પડે." મિત્રે કહ્યું.

"વાહ ! તમે તો કોઇ નવો પ્રકાશ ફેંકી રહ્યા છો. ! " મેં આશ્ચર્યચકિત થતાં કહ્યું. "વારૂ, કહેશો કે કુતરાં વચ્ચે શા વિષે સંભાષણ ચાલી રહ્યું છે ?"

"બેશક " મિત્રે પ્રારંભ કર્યો, અને નિદ્રાદેવી હવે રીસાઇને પલાયન થવા લાગ્યાં. સત્કાર સિવાય તો સૌ કોઇ સ્વમાનભોગી એમ જ કરે ને ? પછી મિત્રે આગળ ચલાવ્યું :– સાંભળો, આજે આપણી પોળમાં કુતરાંનું પંચ મળ્યું છે.–"

"પંચ ? કુતરાંનુંયે પંચ !!" મારાથી વચમાં બોલ્યા સિવાય ન રહેવાયું.

"કેમ નહિ ? કેવળ નાતોનાં જ પંચ મળે છે, એમ માનતા હો, તો તમારી ગંભીર ભૂલ થાય છે." મિત્રે ભૂલ બતાવીને આગળ કહેવા માંડ્યું : "જાણે કે પરપોળનું એકાદ કુતરૂં આપણી પોળમાં ઘૂસી જઇને કોઇકનો ટુકડો રોટલો ખાઇ આવ્યું હશે : તે પરથી તેના ઉપર વિચાર કરવા સારૂ પંચ મળેલું છે. તેમાં પડેલો મતભેદ, એ જ તમારા શબ્દમાં કહું તો કુતરાંનો શોરબકોર."

"કેવી સંકુચિત દૃષ્ટિ ! એકાદ પરપોળનું કુતરૂં આપણી પોળનાં કુતરાં ભેગું ભળી ગયું, તેમાં આટલી બધી પંચાત શી ?" હું બોલ્યો.

એનો પ્રત્યુત્તર મારી કનેથી સાંભળવા કરતાં ખુદ શ્વાન જ તમને સંભળાવે તો ?' મિત્રે પૂછ્યું.

"તો વળી વિવાહથી રળિયામણું શું ? પણ હું શી રીતે સમજી શકવાનો હતો ?" મેં શંકા કરી.

**संशयात्मा विनश्यति।** શંકા ન કરો. હું દુભાષિયો હાજરાહજુર છતાં શંકાને સ્થાન જ ન સંભવે." મિત્રે હિમ્મત આપી. હું "નવું જાણવા–અનુભવવાનું મળશે" એ આશાએ ખુશખુશ થઇ ગયો. પછી હું જેમજેમ કુતરાં વિરૂદ્ધ વિચારો વ્યકત કરતો ગયો, તેમ તેમ કુતરાંની ભાષામાં, કુતરાંના એક સરદાર સમક્ષ મિત્રે તે વાતો રજુ કરવા માંડી અને કુતરાંના સરદાર તરફથી મળતા જવાબો મિત્ર મને સમજાવવા લાગ્યો.

મારા તરફથી કુતરાં માટે રજુ થએલાં વિશેષો તત્ત્વોનો સારાંશ આ પ્રમાણે હતો :– "એક પોળનાં કુતરાં પરપોળનાં કુતરાંને આશ્રય ન આપે, તો તે જાત ઉપેખીલી કરે છે. મ્હોં ફાડીને અને ઘાંટો બેસી જાય એટલો દમ ભીડીને ભસનાર કુતરાં, ટુકડે રોટલે રાજી થઇને પૂછડી પટપટાવે છે, એ તેમની લાલચુ વૃત્તિ બતાવી આપે છે. કુતરાં ભસે છે ઘણું, પણ કરડવાના કામમાં સાવ મોળાં હોય છે : તેપરથી કહેવત પડી છે કે " ભસ્યા કુત્તા કાટે નહિ!" અર્થાત્ તેમનું ભસવું–બીજા શબ્દમાં કહું તો બોલવું–એ ખાલી બકવાદ હોય છે. કુતરાં એવી ઉતરતી ઓલાદનો અવતાર ગણાય છે, કે ગુસ્સાવેશમાં કોઇવાર માણુસ જેવા માણુસને પણ, " કુતરા જેવો " કહીને કુતરાની ઉપમાદ્વારા હલકો પાડવામાં આવે છે. એવાં કુતરાંને તો છાંયડે પણ ન ઉભા રહેવું જોઇએ;" વગેરે.

હવે કુતરાં તરફથી આ સઘળાં દોષારોપણના મળેલા પ્રત્યુત્તરો, મિર્ચ જેવું મીઠું સરખું ભભરાવ્યા સિવાય જ મને સંભળાવ્યા હોય, તો મારે કબૂલ કરવું જોઇએ, કે તે માણુસજાતને ઘણે અંશે શરમિંદા બનાવનાર હતા. સારાંશ આ પ્રમાણે છે :—

" કુતરાંને છાંયડે ઉભા રહેવાનીયે તાકાત જોઇએ છીએ. ગુરુ દત્તાત્રય જેવા જ અમને પોતાનું વાહન

બનાવી શકે. બે પગાળો કાળા માથાનો માનવી અમને હલકી ઓલાદનાં ગણે તો તેમાં તેની બુદ્ધિની ખામી! સરસ્વતીએ મયૂરનું ને ગણપતિએ ઉન્દરનું, તેમજ વિષ્ણુ ભગવાને ગરૂડનું અને મહાદેવે જેમ પોઠિયાનું વાહન સ્વીકાર્યું છે, તેમ દત્તાત્રયે સ્વારી વાસ્તે અમારી જાતને પસંદ કરેલી છે. માણસજાતનું વાહન કયા દેવ-દેવીએ સ્વીકાર્યું છે? અસ્વીકાર થયો હોય તો એ શું બતાવે છે? નેપોલિયન જેવો વિરલ સેનાની જ અમારી ઉંઘનું અનુકરણ કરી શકયો છે. "કુતરાની ઉંઘ"નું અનુકરણ કરવા કેટલી શક્તિ હજુ મનુષ્યજાતે જોઇતા પ્રમાણમાં કયાં મેળવી છે? ગામડાના લોકોને પૂછો: ખાતરી થશે કે અમે ત્યાં આગળ ગ્રામ્યસિંહ તરીકે પંકાઇએ છીએ અને પૂજાઇએ છીએ. તમારી પેઠે અમારે હંગેરિયન, મરીના, બેંગ્લોર, દેશી કે ખાદીની ટોપીઓ ખરીદવા જવું નથી પડતું. અમારે વાસ્તે કુદરત ઉકરડા કે બીની જગામાં પડેલાં લાકડાંપર છત્રાકારની ટોપીઓ રચી રહેલી છે. અલબત, અમે તેની તમા નથી રાખતાં, છતાંય અમારી ઓલાદને મહત્ત્વ આપીને "કુતરાની ટોપી"ઓ, વગર માગ્યે કુદરત પૂરી પાડતી રહી છે! શિકારી હશે તે સાક્ષી પૂરશે કે શિકારમાં સસલાં-હરણના પછવાડે દોડનાર અમારા સરખું અન્ય કોઈ જ નથી. છતી આંખે અન્ધ

બનેલાઓને તમે દીવાવડે રસ્તો બતાવતા હશો; અમે જાતે રસ્તે દોરી જઇએ છીએ. બીચારી માણુસજાત! એકવાર યમદૂતનો પડછાયો ભાળ્યા પછી તે જવલ્લે જ જીવતો રહે છે. જ્યારે અમે યમના બાપનેય ભસીભસીને ભોંયભેગો કરી નાખીએ છીએ કે ભગાડી મૂકીએ છીએ. મરી ગએલાનું મુડદું સ્મશાને લઇ જતી વેળાએ અમને શોધીશોધીને લાકડશી કે રોટલાનો ભોગ પેટ ભરીને ધરાવવામાં આવે છે; અમારા મહાતમનો તો પાર નથી. ગત આદમીને ગતે પહોંચાડવામાં પુરૂષ સરખો પુરૂષ જે પુરુષાર્થ નથી કરી શકતો, તે અમારી જાત કરી શકે છે. રાજા ધર્મને સ્વર્ગને રસ્તે દોરનાર શ્વાન હતો કે બીજું કોઈ? તમે લોકો કુળને, નાતને, જાતને, ગામને, સમાજને કે દેશને કેટલા બધા બેવફા બની બેસો છો? અમે હજુ માલિકની વફાદારીથી વંચિત નથી થતાં: કોણ ચડે? હમણાં જ કહ્યું તેમ અમે ધર્મરાજાને સ્વર્ગને રસ્તે દોર્યા હતા; તમે અવળચંડી જાતના બનીને અધર્મને રસ્તે ઘણાયને દોરી રહ્યા છો; ઓ બેભૂજાળા માનવી! એક પોળનાં કુતરાં પરપોળના કુતરાને પોતાના સમૂહમાં ન રાખે, તેથી 'દ્વેષી' કહેનાર ઓ ઇર્ષાખોરો, તમે સાહિત્યના, નાતના, સમુદાયના, દેશસંસ્થાના વાડા બાંધી રહ્યા છો, તે વિષે તમારો શો ખુલાસો છે? તમારાં પંચ નવા દાખલ

**થનારને—નવા તડ-એકડામાં દાખલ થનારને** કયાં **ઓછો** દંડ દે છે ? **ભાઇએ** ભાઇને કાપનાર **લોઢાના ગુણ** સરખા તમે કસાઇ**થી** ય ભૂંડા **નથી** શું ? શરાફો **થાપણ ઓળવ-વામાં, વહેપારીઓ** વધારે ભાવ **લેવામાં, લેખકો લેખ-**ચોરીઓ કરવામાં, **એમ અનેકવિધ** વિશ્વાસઘાતનો વાયુ તમારામાં વહી **રહ્યો** છે; ત્યારે **હજુય** અમે સોંપાયલી ચાકીપર જીવને જોખમે પણ આબાદ **પહેરો** ભરતાં **રહીએ** છીએ. કોણ મોટું ? "ટુકડે રોટલે પ્રસન્ન" થઇએ છીએ એ ભાવના તો સાવ ભૂલ ભરેલી છે. હકીકત એવી છે કે જમતા પહેલાં ગવાન અને કુતરાનું જુદું કહાડવા તમે પરમેશ્વરને ત્યાં**થી** બન્ધાઇને આવેલા છો. ખરી રીતે તો તમે જમતા હો એવું જ શુદ્ધ **અન્ન** અમારે વાસ્તે કહાડવું જોઇએ; તેમ નહિ કરતાં બળેલું, ખરૂં થઇ ગએલું, ભોંય પડેલું કે કોઇપણ રીતે નાપાક વા દૂષિત બનેલું હોય તે અમારી હોજરી માટે રાખો છો. અમે ઉદાર દિલનાં હોઇ, તે વિષે વિરોધ ન દર્શાવતાં "પૂંછડાં પટપટાવતાં" જે કંઇ આપો **તે** ખાઇને પ્રસન્ન **થઇએ છીએ. એનાથી** ઉલટી **રીતે** તમે **લોકો** મ્હોં **માગી** લાંચ રૂસ્વત **મળે** ત્યારે જ તમારાં **પૂંછડાં-પૂંછડાને અભાવ** **( જો હોય તો ) મૂછો મરડો છો ! કોણ** ઉદાર ? "**લે**ને ભાઇ, **સાત વાર** નીચી મૂછ" એમ **બોલીને** વાણીઆ-

ભાઈને ઘણીયે વાર મુચ્છનો ઉંચો મરોડ નીચે વાળતાં દીઠા છે ; પણ દલપતરામ કવિનેય અમારે વાસ્તે કવિતા રચવી પડી છે, કે :—

"શિલા શ્વાનની પૂંછડી સાથ બાંધી"

અર્થાત્ પત્થર સાથે અમારી પૂંછડી બાંધો કે વર્ષોપર્યંત ભૂમિમાં દાટી રાખો, પણ વાંકી તે વાંકી જ રહેવાની : કોણ ટેકી? અમે ભસીએ પણ કરડીએ નહિ : એને અવગુણ માનતા હો, તો એ મંતવ્ય તમને જ મુબારક હો. અહિંસાધર્મપરાયણ ભરતખંડનાં સનાતન સત્યોથી અજ્ઞાત એ મૂર્ખ માનવી, તમને ય ભસવા સિવાય બીજું શું આવડે છે? હથિયાર ઝાલવાની ચે જેનામાં આવડ નથી, તે તેનો ઉપયોગ શી રીતે કરી જાણે? તમારા ગૃહસ્થાશ્રમમાંય કેટલો બધો સડો પેઠો છે? તમે લોક વિષયના કીડા બની બેઠા છો. વિલાસ માટે અમે એકાદ માસ પૂરતો ગણીએ છીએ : કોણ સંયમી? આ અને આવા અનેક સદ્દગુણોનો વિચાર કરનારને, "કુતરા જેવો" કહીને જેને વખોડી કહાડવામાં આવતો હશે, તેને ખરી રીતે તો માન જ મળે છે એમ સમજ્યા સિવાય નહિ રહે. મનુષ્યજાતને અમે ઘણી ઘણી રીતે અનુકરણીય છીએ. મનુષ્યજાતમાંથી અનુકરણ કરવા યોગ્ય અમને કશું જ નથી દેખાતું. મનુષ્યજાત ધીમે ધીમે શાણી થવા લાગી

છે, એ સારી વાત છે. મશરૂની તળાઇઓ, ગળે ચાંદીના પટા ને ઉંચાં કપડાં તથા પૌષ્ટિક ખોરાકવડે અમારૂં લાલનપાલન થવા માંડ્યું છે; અને આસ્તે આસ્તે ગૌપાલનનો વિચારસુદ્ધાં કરમાઇ જવા લાગ્યો છે; નાના બાળકોને રમવાનાં રમકડાં પણ હવે અગાઉની પેઠે સિંહ, ગાય, ઘેટાં વગેરેનાં નથી હોતાં, પણ સ્થળે સ્થળે કુતરાંના ઘાટ વપરાવા લાગ્યા છે: એ બધું અમારી જાતને મગરૂર બનાવનારૂં હોઇ, તમારા સરખા એકાદ અણસમજુ આદમીના બકવાદ સામે જોઇને, ઘટતે ફેજે પહોંચાડવા જેવું બૂરૂં પગલું અમે નહિ ભરીએ, પણ એટલી ચેતવણી તો આપીશું કે માનવી મહાશય, આપની તલ્વાર મ્યાનમાં રાખજો."

મારા મિત્રે આ ઉપરાંત સંભાષણનો સારાંશ, લંકામાં જઇ ચડેલા મારૂતિના વધતા જતા લાંગુલ પેઠે ઘણોય લંબાવ્યો હશે, પણ કહેવાય છે તેમ :—

"ઉંઘ બગાસું મોકલે, જા બગાસા! તું;
તારૂં કહ્યું નહિ માને, તો ઢોળી પાડીશ હું."

એ રીતે બગાસાનું કહ્યું નહિ માનવાથી ઉંઘે મને ક્યારનોય ઢોળી પાડેલો હતો, તેથી વિશેષ સંભાષણનો લાભ હું લઇ શક્યો ન હતો. અફસોસ!

# અનાથાશ્રમની કન્યા

---

## ૧

## ઘરખૂણે મસલત

**આ**વતી કાલે અમૃતલાલ વાસ્તે મહાજન મળવાનું હતું. તે વિષે આજે ઘરખૂણે મસલત ચાલવા માંડી હતી. આવાં કામોમાં નાતના મૂખ્ય ભાંજગડિયાને ત્યાં જ ભાંજગડો થતી. ભાંજગડિયાઓના મૂખી ભગવાનદાસ હતા.

તેમની પરસાળ પમરખાંથી ભરાઇ ગઇ હતી અને મેડો ભાંજગડિયાઓથી ભરાઇ ગયેલો હતો. "વાણીઆના કાળજા"ને જેની ઉપમા અપાય છે એવા લખલખતા

અંગારથી ભરેલી સઘડી ઓટલાપર ધીકી રહી હતી અને પચીસેક વર્ષનો એક યુવાન વારંવાર હૂકો ભરી આપવા સારૂ ખડે પગે સજ્જ રહ્યો હતો; પણ ભાંજગડિયાઓની તરેહવાર વાટાઘાટથી તેને હૈડે હૈયાસઘડી ધીકી રહી હોય, એવું સૂક્ષ્મ નજરે જોનારને જણાયા સિવાય રહેતું નહિ.

સમસમાટ કરતી કાળી અન્ધારી રાતનું સામ્રાજ્ય જામતું જ હતું; છતાં મસલતનો અંત આવ્યો ન હતો. જુવાનનો જીવ તાળવે બંધાયો હતો. હતાશ હૈયે શ્યામ ગગનની ઘેર ઘટા તરફ તેણે દૃષ્ટિ ફેંકી. એ દૃષ્ટિ કદાચ પરમકૃપાળુ પ્રભુ પાસે દયા યાચતી હોય.

હજુ ય તેની દૃષ્ટિ નભોમંડળ ભણી ઠરી રહત: પરન્તુ તેણે મેડાપર ઘોંઘાટ થતો સાંભળ્યો, ને તેનાં મન ને લોચન તે તરફ આકર્ષાયાં. તેણે કાનને એક કર્યાં, અને મસલતનો અંતિમ ભાગ આ પ્રમાણે સાંભળ્યો:—

"નાતને કાબુમાં નહિ રાખીએ તો તે વંઠી જવાની. સુધારાના વાયુએ તો સત્યાનાશ વાળવા માંડયું છે. પગની પાનીમાં થઇને નળના દેહમાં કળિયુગ પેસી ગયો હતો, તેમ આપણે પણ જરાક નમતું મૂકીશું, તો મૂવા સમજવા. વાસ્તે અમૃતલાલ હોય કે ડાવો તે હોય.

અનાથાશ્રમની કન્યા આપણને ન ખપે. આ તે કાંઇ ઓછો ભવાડો! આવો ભોળાવાડો નાતમાં નહિ છાજે, માટે તેને કાપી મૂકવાનો જ નિશ્ચય કરીને બધા ઉઠો, એટલે ગંગા ન્હાયા."

"પણ વાણિયાની કન્યા છે, એવી ખાતરી કરી આપે તો?"

"હવે સમજ્યા: જુઓ ડાહ્યાભાઇ, હોઢ-ડહાપણ જવા દો: એ તો અનાથાશ્રમની કન્યા!

"એટલે તે જંડાયલી જ હોય એમ તો આપણાથી શી રીતે—"

"ના કહેવાય તો લઇ જઇને રાખો તમારે ત્યાં. એવી દહીંદૂધીઆ આદત નહિ ચાલે; સમજ્યા?

"ભગવાનકાકા ખરૂં કહે છે. અમૃતલાલ મળવા સરખો આવ્યો છે? કેટલું અભિમાન! અમારે તો એનાં 'પાન સોપારી'ની કશી પરવા નથી, પણ અમથો વિવેક-માંથીએ ગયો!"

આવાં કામોમાંય જાણે દેવને સાક્ષીભુત રાખવામાં આવતા હોય, તેમ ઇષ્ટદેવની જે......બોલાવીને સૌ વેરાયા. જુવાન હજુ ઘરની એક બાજુ ટુંટિયુંવાળીને ભગવાનકાકાની અંતિમ ઘટનાનું અવલોકન કરતો ઠરી રહ્યો હતો.

બધાના વેરાયા પછી ભગવાનકાકા મેડાપરથી હેઠળ આવ્યા અને પોતાના તડના બ્રાહ્મણને બોલાવી લાવવાનું પેલા જુવાનને કહ્યું. આજ્ઞાધીન જુવાને રાતના એક વાગે બ્રાહ્મણનું બારણું ઠોકી તેને જગાડયો ને ભગવાનકાકાને ત્યાં તેડી આણ્યો.

ભગવાનકાકાએ તેના કાનમાં કંઇક ફૂંક મારી. 'જી' કહીને બ્રાહ્મણ વિદાય થયો. જુવાને પણ ઘેર જઇને સુઇ જવાની રજા માગી.

## ૨

## અમૃતલાલને ત્યાં

"ચન્દુભાઇ, આમ ગળગળા ન થાઓ. થવાનું હશે તે થશે. નાત અમારી માતા છે. તેને ચરણે પડીશું, પણ માતાના કહેવાતા સેવકો પોતાને શરણે લેવા ઇચ્છે એ તો હરગીજ નથી બનવાનું. પાછા રડો છો ? મારાસમ; હું મરી જાઉં એટલું પાપ. લ્યો જરા જળ પીઓ."

કુમુદે–અનાથાશ્રમની કન્યાએ–તાંબાના અજવાળેલા કળશમાં જળ ભરીને ચન્દુલાલ કને મૂકતાં કહ્યું. અમૃતલાલ તો ન બોલે કે ન ચાલે.

ભગવાનકાકાને ત્યાંથી જુવાન–ચંદુલાલ સીધો ઘેર ન્હોતો ગયો. એને આજે ઉંઘ જ કેમ આવે ? એ

અમૃતલાલનો દિલોજાન દોસ્ત હતો, ને ભગવાનકાકાનો પાડોશી હતો. શા ભાંજગડ ચાલે છે એ જાણવા સારૂ જ તેણે હુકાપાણીની સેવા સ્વીકારી હતી.

ચન્દુલાલે ભાંજગડિયાઓનો છેવટનો નિર્ણય ને લાંચરૂસ્વતની ઇચ્છા વગેરે વીણીવીણીને કહી સંભળાવ્યું અને કહેતાં તેની આંખો આંસુભીની થતી હતી; તે જોતો હતો કે મિત્ર પ્રત્યે તપાસ વગરનું જોહુકમી પગલું પરેલીઆઓ ભરી રહ્યા છે.

અમૃતલાલ વણિક કોમમાં જન્મ્યો હતો. તે નબાપો હતો, ને મા પણ તેને ૭ મહિનાનો મૂકીને મરી ગઇ હતી. કુળ-કુટુમ્બ તો બહોળું હતું, પણ તેને પાંખમાં લેનાર કોઇ ન હતું. મધપૂડામાં મધ હોય તો જ મધમાખો ગણગણે ને ?

અમૃતલાલ જેમતેમ કરીને બી. એ. સુધીના અભ્યાસે પહોંચ્યો ; પણ બબ્બેવાર નપાસ થવાથી અને આર્થિક સ્થિતિ કફોડી હોવાથી છેવટ અભ્યાસ છોડવો પડ્યો ; એટલે તે બી. એ. પાસ તો ન જ કહેવાયો ; પરન્તુ તેના મગજને "બેચેલર ઓફ આર્ટ્સ"કહી શકાય. પોતે બુદ્ધિશાળી હતો એટલો જ સહૃદયી હતો. તેની હોંશિયારીનાં ઠામઠામ વખાણ થતાં. તેણે કલમપર પણ સારો કાબુ મેળવ્યો હતો.

"સમાજ"પત્રના માલિકને તંત્રીની જરૂર હતી. તેણે અરજી કરી. જવાબ મળવાથી પોતે રૂબરૂ મળી આવ્યો. માલિકે કર્તવ્યદક્ષતાનું પ્રમાણપત્ર માગ્યું. પોતે જ પ્રમાણપત્ર રૂપ હતો, એના પર માલિકની નજર ઠરી. ને એંસી રૂપિયાના દરમાયે તંત્રીને હોદ્દો ચડયો.

તેની નાતમાં કન્યાની છૂટ હતીયે ખરી ને ન્હોતી પણ કહી શકાય. કહેવાતા કુળવાનના વર પારણામાંથી ઝડપાતા, એ રીતની છૂટ; અને ક્રમે નિવંડેલા અમૃતલાલ જેવા કુલીન મુહૂર્તિઆઓ નિર્વંશ થતા: એ રીતની અછતેય હતી. પરિણામે તે 'અનાથાશ્રમની કન્યા' વેરે પરણ્યો હતો.

*　　　*　　　*

જીવડિકાળો શમાવવા સારુ ચન્દુલાલે પાણી પીધું ને ટગરટગર કળશ સામું તે જોઇ રહ્યો. એટલે અમૃતલાલે ચન્દુલાલને પૂછ્યું :—

"ચન્દુભાઇ, શું જોઇ રહ્યા છો ? જળના ઘુંટડા ગળ્યા, તેમ બધા વિચારોને ગળી જાઓ. મને તો ભગવાન-કાકાના ફેંસલાનો કશો જ હર્ષશોક નથી. હું એકલવાયું જીવન જીવતો હતો. હવે અમે દંપતી થયાં. તેથી તમારું તો કાળજું ઠરે છે ને? પછી લોક જખ મારે છે.

"મારું તો શેરશેર લોહી વધે છે, પણ–"

એટલામાં બ્હારથી બારણું ઠોકાયું ને કોઇએ બૂમ પાડી. ચન્દુલાલે નાતના બ્રાહ્મણનો સાદ ઓળખ્યો. ભગવાનકાકાએ જ તેને મોકલ્યો હોવો જોઇએ એવી તેણે કરેલી અટકળ અમૃતલાલને કહી સંભળાવી. કુમુદે બારણું ઉઘાડયું અને બ્રાહ્મણ ઘરમાં દાખલ થયો.

લાંચના ચતુર્થાંશ હિસ્સાદાર બનવાના ઉમેદવાર બ્રાહ્મણે ભગવાનકાકા તરફથી અમૃતલાલ પાસે વિષ્ટિનો વિધિ રચ્યોઃ–

"ज्ञातिभिश्च समं मेलं कुर्वाणो न विनश्यति"

ના શ્લોકદ્વારા જ્ઞાતિજન સાથે સંપ રાખવામાં જ મઝા છે એવું પાંડિત્ય સંભળાવ્યું અને તેના ઇલાજ તરીકે ભગવાનકાકાને ચરણે ભજકલદારમ્‌ની ભેટ ધરવાની વણમાગી સલાહ આપી. તેના સમર્થનમાં વિદ્વાન (!) બ્રાહ્મણે, વિદ્વાન તંત્રીને શ્લોક સુદ્ધાં સંભળાવી દીધો, કે

को न याति वशं लोके मुखे पिंडेन पूरितः
मृदंगो मुखलेपन करोति मधुरध्वनिम्[1]

[1] ગ્રહો ભરવાથી જગતમાં કોણ અધીન નથી થતું? મૃદંગ પણ કણક મળવાથી મધુર ધ્વનિ કરવા માંડે છે!

સાંભળીને બ્રાહ્મણની વિદ્યાશક્તિપર અમૃતલાલને નીરસ્કાર છૂટયો; તેણે અવાક્ રહી બ્રાહ્મણ પ્રત્યે તીરછો દૃષ્ટિપાત કર્યો.

"અરર! મહારાજ, તમે આ શી સલાહ દઇ રહ્યા છો? બ્રાહ્મણપણાનો આવો ઉપયોગ? ભલા ભગવાન! ભગવાનકાકા પીસ્તાળીસ વર્ષના થયા. પાંચ વર્ષ પછી "વન"માં પેસશે. માથે પળિયાં આવવા માંડયાં છે, ને લાંચની આશા હજુય નથી છૂટતી! તોબાહ!"

કુમુદના મુખમાંથી સહસા જ આટલા ઉદ્દગાર નીકળી ગયા. અમૃતલાલે તેને બોલતી છાની રાખી ને સંસારની વિચિત્ર લીલાઓ તરફ તેનું ધ્યાન ખેંચ્યું. અમૃતલાલના હોઠ ફફડયા:–

**अंगं गलितं पलितं मुंडं दंतविहिनं जातं तुंडम् ।**
**करधृत्कम्पित शोभित दंडं तदपि न मुंचत्याशा पिंडम्**

શ્લોક સાંભળીને બ્રાહ્મણ કાંઈ ઝંખવાણો પડે તેવો ન હતો. તેણે તો ઉલટી જ દલીલ કરી. તે બોલ્યો:–

"જુઓ અમૃતભાઇ, પત્રકાર થયા, છતાં પાકા મુત્સદ્દી ન બન્યા. આશા તો અમર છે, એ વળી પીગળી જતી હશે?"

"આશા અમર ભલે હોય, પણ નાપાક ગણાતો ગુન્હેગાર નાણાંવડે પાવન થાય એવું તમારા કયા શાસ્ત્રમાં લખ્યું છે?" કુમુદ હવે વીફરી.

"એ લખ્યું છે કળિકાળના નવા રચાતા શાસ્ત્રમાં. તમને તેની હમણાં ગમ નહિ પડે. ખબર છે? કળિકાળમાં તો ગંગા, જમુના ને સરસ્વતીના ત્રિવેણી સંગમમાં સ્નાન કરવાથી કે ગોકુળ મથુરાં કે કાશી જગન્નાથજીની જાત્રાથી જે પાપ નથી ધોવાતાં તે લક્ષ્મીદેવીના પ્રભાવવડે પ્રજળી જાય છે; એ સત્ય નહિ સમજો તો—

"હેરાન થઇશું, એમ જ કહો છો ને?"

"તમારા હિતની ખાતર."

"તસ્દી માફ કરજો, મહારાજ, અન્ધારી રાતે અથડાતા કુટાતા મારે ત્યાં આવ્યા ને તમને નિરાશ કરીને વિદાય કરવા પડે છે, તેથી દિલગીર છું. લ્યો ઇલાયચી, અને જાઓ, તમારે મોડું થાય છે. લાખ રૂપિયાની નિદ્રા નકામી શું કરવા ગુમાવો છો?"

"મારે તો કાંઇ નહિ, હું તો ચીઠીનો ચાકર રહ્યો. તમે કહો તો તમારૂં કામ પણ કરવું પડે. નાતનો કણિકો આવાનો રહ્યો એટલે શું કરીએ?–લ્યો, બેસો: જાઉં છું. મારાપર માઠું લાગ્યું હોય તો માફ કરજો." અમૃતલાલની ગંભીર ગર્જના સાંભળીને બ્રાહ્મણે "પાઘડી ફેરવી" ને વિદાયગિરી લીધી.

૩

## આશ્રમની ઉત્પત્તિ

જે અનાથાશ્રમની કન્યા માટે આ કથાનક લખાય છે, તે આશ્રમની ઉત્પત્તિ શી રીતે થએલી, તે હવે જોઇએ. આજથી પંદર વર્ષપરની વાત છે. તે અરસામાં એક ભાઇ સિવિલિયનની પરીક્ષામાં પાસ થયા હતા. તેમના માનમાં થએલા સ્નેહસંમેલનમાં કેટલાક સંભાવિત ગૃહસ્થોને પણ નિમંત્રવામાં આવ્યા હતા. એ રીતે દયાળજીભાઇને પણ નિમંત્રણ થએલું.

વાર્તાવિનોદ, મેળાપ શિષ્ટાચાર, ગાનતાન ને ખાનપાનથી પરવારીને રાતના અગીઆરના સુમારે સ્નેહસંમેલન ખતમ થયું. ત્યારે દયાળજીભાઇ પોતાને ઘેર પાછા ફરતા હતા. રાત અન્ધારી હતી અને લોકોની આવજા પણ કમી થઇ ગઇ હતી, એવે વખતે પોતાની વિકટોરિયામાં બેસીને ઘેર આવતા દયાળજીભાઇએ રસ્તામાં વાસાના બાળકના રૂદનનો અવાજ સાંભળ્યો. તેમણે રૂદનના આવતા અવાજ તરફ ગાડી હંકારાવી, અને થોડે જ છેટે જતાં ફૂટપાથની બાજુમાં એક તરતના જન્મેલા બાળકને પડેલું દીઠું. દયાળુ દયાળજીભાઇએ ઉંડો નિઃશ્વાસ નાખ્યો અને ઘડીભર વિચાર કર્યો. ગાડીવાનને, મીણબત્તી વડે તે બાળકને બરાબર જોવાની સૂચના

કરી. દયાળજીભાઇએ જોયું કે બાળકને ગળે દોરાથી બાંધેલી નાનકડી કાગળની ચીઠી હતી. તેમણે ચીઠી વાચી અને બાળકને પોતાની ગાડીમાં લેવરાવી, ગાડી ઘર તરફ હંકારાવી.

"ફૂટતી ફૂલકળી સરખું નિર્દોષ બાપડું બાળક ! એકને પાપે બીજાના ભોગ આવી રીતે ઘણાય અપાતા હશે ! પણ દુઃખમય સંસારમાં જેનું કોઇ ધણીધોરી નથી, તેનો ધણી ભગવાન છે:" એમ વિચાર કરતા તે ઘેર પહોંચ્યા.

દયાળજીભાઇ પ્રતિષ્ઠાસંપન્ન હતા—એટલા ધનિક પણ હતા અને ધનિકની લાગવગ કાંઇ કમી નથી હોતી. સિદ્ધાર્થકુમારે મડદાને જોવાથી જેમ નિદ્રા ત્યજી હતી, તેમ દયાળજીભાઇએ રઝળતા મૂકાયલા બાળકને જોઇને નિદ્રા ત્યજી, અને સિદ્ધાર્થકુમાર પેઠે અંતિમ નિર્ણયપર આવીને જ તેઓ જંપી શકયા.

બીજે દિવસે સવારમાં જ નિર્ણયના અમલ માટેની યોજના આરંભી: ભંડોળ એકઠું કરવા માંડયું અને ટૂંકી મુદતમાં અનાથાશ્રમની સ્થાપના થઇ.

આજે પંદર વર્ષ જેટલા ગાળા પછી તો અનાથાશ્રમ એક આદર્શ ઉદ્યોગાશ્રમ બની ગયો છે. ત્યાં વર્ણાશ્રમનો વિધિ બરાબર રીતે પાળવા–પળાવવામાં આવે છે અને આશ્રમમાં ઉછરતાં બાળકો, પકવ વયે સ્વતંત્ર ધંધે વળગતાં

થાય તેવી રીતનું, સૌ સૌની શક્તિને માફક આવતું શિક્ષણ અપાય છે.

પન્દર વર્ષ પરનું એક વાસાનું બાળક, એ જ અમૃતલાલ વેરે વરેલી કન્યા—કુમુદ. કુમુદનામાં સેવાભાવનાના સંસ્કાર સારી રીતે ખીલેલા હતા. તેનો અભ્યાસ, ભરત ગૂંથણ ને શીવણકળાની નિપૂણતા, સંગીત ને ચિત્રકામપરનો કાબુ વગેરે અતિ પ્રશંસનીય હતાં. તેના હાથની માગણી મોટા મોટા લોકો તરફથી થતી. પણ તે કોઇનેય દાદ દેતી ન હતી. આશ્રમના પાળકે પણ તેની સહૃદયતા, બુદ્ધિમતા અને સુશીલતાની વાજબી કદર બુજીને પતિપસંદગીની બાબત તેની જ ઇચ્છાપર છોડી હતી. કુમુદ પૈસાની ભૂખી ન હતી. તે સમજતી, કે લક્ષ્મી ચંચળ છે. તેને કેવળ વિદ્યાનો જ મોહ ન હતો. તે સમજતી, કે વિદ્યાય વહી જાય છે. તે બાહ્યસૌન્દર્યની પણ પૂજારણ ન હતી. તે સમજતી, કે એ તો ક્ષણિકમ્ છે. તે ઇચ્છતી હતી સહૃદયતાને સમષ્ટિભાવયુક્ત પ્રેમ: પછી ગમે તો તે ગરીબની ઝૂંપડીમાં હોય.

કુમુદે પતિની પસંદગી એજ દૃષ્ટિએ કરેલી હતી અને તેમાં તે ઠગાઇ ન હતી. અમૃતલાલ અને કુમુદ, ઉભય સુવર્ણ ને સુગન્ધ જેવું દંપતી યુગલ હતું. નાતના કહેવાતા મોટેરાઓને દેવકન્યા જેવી કન્યા જોઇનેય કદાચ

અમૃતલાલપર દ્વેષ-ઇર્ષ્યા થયાં હોય ! તેનું નિરાકરણ મહાજન સમક્ષ હવે થઇ જવાને ઝાઝી વાર ન હતી.

૪

## મહાજન મળ્યું.

ભગવાનકાકાને ખાનગી પાન-સોપારી મળ્યાં નહિ. એટલે આગલી રાતે થએલી ભાંજગડ પ્રમાણે બીજે દિવસે બ્રાહ્મણ ફર્યો અને રાતના દસેક વાગે મહાજન મળ્યું. પારકી લઢાઇ જોવી ને શેર ઘી પીવું સરખું છે, એવી લોકોક્તિ પ્રમાણે પરનાતના લોક પણ મહાજનનો ઇન્સાફ (!) જોવા સારૂ સારી સંખ્યામાં ભરાયા હતા.

બીજી બાજુ, રસ્તાપર પડતા એક ગૃહસ્થના ઘરના ઓટલાપર અમૃતલાલ તેના પાંચેક સાથીઓની સાથે શાંતિથી બેઠો હતો. તેના મુખપર ગભરાટનો છાંટો સરખો જણાતો ન હતો.

થોડીવાર પછી ખાનગી મસલત રૂપે અમૃતલાલના મિત્રે વાત ઉપાડીઃ--

"અમૃતભાઇ, તમારી સલાહ હોય, તો મહાજનમાં ગેરવાજબી વાત ચાલે, ત્યારે આપણે રીતસરના પ્રશ્નો પૂછવાનું રાખીએ તો કેમ?"

"તક જોઈને જ તીર છોડવું. બાકી વર્ષાઋતુમાં દેડકાંને જ બોલવા દેવાં: નહિ તો તેમની વચમાં કાયલનો બુલન્દ છતાં તીનો સ્વર ક્યાંય લોપાઈ જાય."

"પણ કશું જ ના બોલીએ, તો તે લોકને જુદો અર્થ કરવાનું કારણ ન મળે?"

"એવા લોકને તમે નમો, છતાં ગમો એ વાત તો બનવાની જ નહીં. એ તે કાંઈ ગાય દીઠી, કે ઘાસ ખાય ને બદલામાં દૂધ દે? દૂધ પીએ ને સ્હામા ફૂંફવાડા મારીને ઝેર વર્ષાવે, એવા સર્પવૃત્તિના લોકો વળી કારણો ક્યારે પૂછે છે?"

"ભગવાનકાકાના ભત્રિજાએ તો મને એવો વિશ્વાસ દીધો હતો કે–"

"મને ખબર છે. પણ વિશ્વાસની તે લોકોને કિંમત ક્યાંથી હોય? ધણીને 'ધા' કહી ચોરને ન્હાસવાનું કહેવું એવાં તેમનાં આચરણ હોય છે. એ વિષે તો કહેવાયું છે કે સાપને બે જીભ હોય છે, બ્રહ્માને ચાર, કાર્તિકસ્વામીને છ, અગ્નિદેવને સાત ને રાવણને દસ જીભ હતી; વળી શેષનાગને હજાર જીભ છે, પરંતુ પાખંડીના મ્હોંમાં તો જીભોનો કોઈ પાર જ નથી. એક જીભ હોય છે ફક્ત સજ્જન પુરૂષને; અને તેનો ઉપયોગ પણ તે સજ્જનતામાં જ કરવાનો."

"ત્યારે લોકોને ફાવે તેવું બોલવા જ દેવા ?"

"પૂછે ત્હેનો ઉત્તર આપવોઃ બાકી બને તે જોયા કરવું. બોલબોલ કરનારની કિંમત હું તો કોડીની જ આંકું છું. ઝાંઝર બહુ ઝંકાર કરે છે, ત્યારે તેનું સ્થળ ચરણ આગળ નિર્માયું છે ને મૌક્તિકમાળ મૂગી રહે છે, ત્યારે કંઠે ધરાય છે !"

"તમે તો પત્રકાર ને વિદ્વાન લેખક રહ્યા, પણ બાઇ, દલીલોમાં ઉતરવાનો આ પ્રસંગ નથી. એ લોક આપણું ઢીલું જોશે તો મહાજનબ્હાર મૂકી દેતાં વાર નહિ લગાડે."

"જે મહાજન અદ્દલ ઇન્સાફ ન તોળતું હોય, તેની અન્દર રહેવા કરતાં ન રહેવામાં વધારે સ્વમાન નથી જળવાતું ? તમે જ કહોઃ કુતરાં બીલાડાંને રાજ–રજવાડામાં સ્થાન મળતું હશે, અને હાથીને વાસ્તે શહેરના દરવાજા બહાર કોઇ સ્થળે સગવડ થએલી હોય છે, તેથી હાથીનો દરજ્જો કાંઇ કમી થાય છે ?"

સંવાદ હજુય વધારે લંબાત; પરંતુ મહાજનમાં ચાલવા માંડેલી હીલચાલને લીધે એ વાતો અધૂરી રહી. ભગવાનકાકાનું મહાજનમાં આગમન થયું, ને હાજીઆઓએ તેમને "આવો–આવો"ના અવાજથી વધાવી લીધા.

ઠીંચણે ખેસ બાંધીને ભગવાનકાકા તથા તેમનો ભત્રિજો છગન ટટાર બેઠા અને મહાજનનું કામ શરૂ થયું.

થોડીવાર ચર્ચા ચાલી. ફેંસલા માટે શ્રમ પડે તેમ હતું જ નહિ. " અમૃતલાલ અનાથાશ્રમની કન્યા પરણી લાવ્યો છે, **તે મહાજન સાંખી શકે નહિ;** માટે તે મહાજનબહાર થાય અથવા કન્યાને જુદી કહાડે; પોતે **એકલો** રહે, દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરે, મહાજનને ચૂરમું ને ઘી જમાડે અને પાંચ પાંચ શેર વજનનું પીત્તળનાં વાસણનું લ્હેણું કરે, ને મહાજનમાં દાખલ થાય."

આવો ખરડો લગભગ તૈયાર થઇ ગયો હતો. **તે** જોઇને ચન્દુલાલથી રહેવાયું નહીં. હવે તે ઉઠ્યો. પડ્યો અને કન્યાની તપાસ કર્યા સિવાય આપખુદસત્તા વાપરીને ગેરવાજબી ઇન્સાફ નહિ આપવાનું તેણે જણાવ્યું.

પરન્તુ તેને પૂરૂં બોલવા પણ ન દીધો. " તું મહાજન વચ્ચે બોલનાર કોણ ? કુળવાનનો કકડો ન જોયો હોય તો ! " કહીને તેને દબાવી દેવામાં આવ્યો. ભગવાનકાકાને તો પાછલી રાતની ભાંજગડોનું પોકળ વેરાવાનીજ ધાસ્તી લાગી હતી એટલે એ તો વાઘની પેઠે તડુકયા. મિત્રને આમ નાહક દબાવવામાં આવતો જોઇને શાંતપણે અમૃતલાલને કહેવું પડયું:– " કુલીનતાનો ફાંકો રાખનારાઓએ સમજવું

જોઇએ, કે તે કંઇ માગી મળતી નથી; દેવતાના દીકરા કોલસા પણ હોય છે, અને હલકી જાતના કીડામાંથી ઉત્પન્ન થતું રેશમ કુલીન ગણાય છે એ ધ્યાનમાં રાખવું જોઇએ.

"મહાજન મારૂં મુરબ્બી છે. ન્યાયપુરઃસર તે જે નિર્ણય કરશે તેને હું સવિનય માન આપીશ; પરંતુ મહાજનની ફરજ છે, કે ગુન્હેગાર ગણવામાં આવતા ગૃહસ્થ સાથે શંકા–સમાધાનમાં ઉતરવું જોઇએ. હું હાજર છું, છતાં મને કંઇ પણ પૂછ્યા વગર ઘરખૂણે ઘડી કહાડેલો ઠરાવ પસાર કરી દેવો એ શું વાજબી છે ?" અમૃતલાલે તક જોઇને તીર છોડયું.

'ઘરખૂણે' શબ્દથી ભગવાનદાસ ભડકયા. વાત ફૂટી હશે એવો તેમને શક પડયો. બ્રાહ્મણને નાણાં કઢાવવા મોકલ્યો હતો તેનો ભાંગરો પણ બેગેબેગો વટાઇ જવાની તેમને દેહશત લાગી, એટલે ઠાવકું મ્હોં રાખીને તે બોલ્યાઃ–

"કન્યાની ખાતરી વિષે તમારી પાસે ખુલાસો હોય તો રજુ કરો. અમે કયારે વાંધો લીધો છે ? હાજર છો ત્યારે કશું બોલતા શા સારૂ નથી ?"

"પૂછ્યા સિવાય બોલું તો દોઢડાહ્યો ઠરૂં. પૂછો, તેનો ઉત્તર આપવા સેવક તૈયાર છે." અમૃતલાલે સમય વિચારીને કહ્યું.

"કહો ત્યારે, આશ્રમવાળી કન્યા ભાણેખપતી છે, એ વિષે તમારી પાસે શો પુરાવો છે ?" મહાજનમાંથી પ્રશ્ન પૂછાયો.

"પુરાવો મજબૂત છે, અને તે અનાથાશ્રમને જ ચોપડેથી, અનાથાશ્રમના આદ્ય સંચાલક શ્રીયુત દયાળજી ભાઇ રજુ કરી શકશે." અમૃતલાલે કહ્યું.

પાસેજ ઉભા રહેલા દયાળજીભાઇ હવે આગળ આવ્યા. તેમના કારકુનના હાથમાંની પંદરવર્ષપરની નોંધબૂકપરનો એર ખંખેરી તે પોતાના હાથમાં લીધી, અને મહાજનની રજાથી દયાળજીભાઇએ કહેવા માંડયું:–

"........ને ત્યાંથી સ્નેહસંમેલનમાંથી પાછા ફરતાં એક બાળક રસ્તામાં પડેલું દીઠું. તેને ગળે કાગળની ચીઠી ભરવેલી હતી. બાળકને ઘેર આણ્યું અને તેનામાં વસેલા પ્રભુએ જ આશ્રમ સ્થાપવાની મારામાં પ્રેરણા કરી. આ પંદરવર્ષપરની વાત છે. શ્રીયુત ભગવાનદાસની ઉમર તે વેળાએ ત્રીસ વર્ષની હોવી જોઇએ, એવું બાળકને ગળે ભરવેલી ચીઠીપરથી માલમ પડે છે."

"એ વાતને અહીં શું લાગેવળગે છે ?" ભગવાનદાસના મનમાં હવે ભાંજગડ પેઠી ! દયાળજીભાઇએ વચમાં નહિ બોલવાની વિનતિ કરીઃ ભગવાનદાસનું મ્હોં લેવાતું

હતું તે મહાજનની આંખો જોઇ શકતી હતી. "બેસતી ટોપી" ભગવાનકાકા શાથી પહેરવા તૈયાર થાય છે, તે પણ, જેઓ જૂની વાત જાણતા હતા, તે સમજવા લાગ્યા. દયાળજીભાઇએ કથા આગળ ચલાવી:—

"જે ચીઠી બાળકને ગળે ભરવેલી હતી, તે તેના અસલ સ્વરૂપમાં જાળવી રાખવામાં આવી છે. તે ચીઠી લખનાર બાળકની માતા હોય એમ ચીઠીમાંની સહીપરથી સાબીત થાય છે. ચીઠીમાં શું લખેલું છે. તે વાચું ?"

"ચીઠીની અહીં કાંઇ જરૂર નથી. વાસાના બાળકને છોડી દેનાર તેની માતા કઇ ઓલાદની હતી ?"

"વાણિયાની ઓલાદની; ને તેનું નામ ચીઠીમાં લખ્યા પ્રમાણે મનોરમા હતું અને–"

"બને નહિ. વાણીઆની નાતમાં આવું નાટક !" ભગવાનકાકાએ કાકારવ કર્યો.

"ન બનવા જેવુંય કળિયુગમાં બની જાય છે. વારતે શાંતિથી સાંભળ્યા કરો. દયાળજીભાઇ, મનોરમાએ એ ચીઠીમાં શું લખ્યું છે, તે વાચો." અમૃતલાલે કહ્યું.

દયાળજીભાઇએ બુલન્દ અવાજે ચીઠી વાચવા માંડી:– "આ ચીઠી વાચનારનામાં દયાનો ગુણ હોય, તો મારા

બાળકને બચાવે. હું તો હવે સંસારે દીધેલા દગાથી આપઘાત કરૂં છું. કુલીન કન્યાને કહેવાતો કુલીન વર ન મળવાથી પકવ વય સુધી આ મોહાન્ધ મનોરમાને માબાપે કુંવારી રાખી. વિષયવાસનાના કીડાએ મને ફોલી ખાવા માંડી. હાય! પાપના પ્રાયશ્ચિતરૂપ લખી નાખું છું કે એકવાર હું અધમાધમ બની-રે, મને તે દુષ્ટે ફસાવી. પરિણામે બાળક સાંપડ્યું. મારા પિતાનું નામ નાથાલાલ ને તે દુષ્ટનું નામ ભગવાનદાસ. લિ.

મનોરમા. ”

છટ્ટીના લેખ જેવી છક્ક કરી નાખનારી ચીઠી વંચાયા પછી મહાજનની અને ખાસ કરીને ભગવાનકાકા તથા મહાજનની બરાબર મધ્યમાં, ભગવાનકાકાની અડોઅડ બેઠેલા વયોવૃદ્ધ નાથાલાલની કેવી સ્થિતિ થઇ હશે, તે શબ્દોદ્વારા ચિતરી બતાવવાની જરૂર છે ?

## ૫

## કલ્લોલતો સંસાર

હો–હા કરીને મહાજન વેરાયું ને ભગવાનકાકાને કર્મે, આજથી પંદર વર્ષપર ચોંટેલી કાળી ટીલીવાળી જૂની વાત તાજી થઇને લોકબત્રીસીએ ચઢી. વર્તમાનપત્રોમાં આ આખાય મુકદ્દમાનો વૃત્તાંત છપાયો ને રજ વાતની ગજ ગજ કરી નાખીને નરી નોંધો લખાઇ.

* * *

એ પ્રસંગનેય દોઢ વર્ષ વીતી ગયું. હવે નાતના અગ્રગણ્ય નેતાઓ તરીકે ભગવાનદાસેય નથી ને નાથાલાલેય નથી. છપ્પન કોટિ જાદવો જેમ આપસઆપસમાં લડી મુઆ હતા, તેમ નાથાલાલ ને ભગવાનદાસ વચ્ચે પંદર વર્ષપરના દુરાચરણી બનાવથી ભારે અણબનાવ થયો. તેઓ લડી મુઆ ને ભવસાગરમાંય બૂડી મુઆ.

ત્યારપછી 'કાકા' શબ્દના કર્ણકટુ અવાજ કરતા કાકઋષિઓનો સમય પલટાયો અને વસન્તનું પ્રભાત પ્રકટયું, કલરવતા કોકિલરૂપ નવા નાતનેતાઓ નિમાયા. જેમાં મુખ્યપદ અમૃતલાલને મળ્યું. તેના નેતૃત્વ હેઠળ સક્રિય વિચારોદ્વારા ઘણાય આવશ્યક સુધારાઓ દાખલ થયા. પરિણામે મહાજન હવે કલ્લોલ કરે છે. મહાજનમાં કન્યાની અછત નથી. કુળના મિથ્યા મોહ નથી. વહેપાર–ઉદ્યોગે લોક આબાદ છે. નાતના વિદ્યાર્થીઓ વાસ્તે છાત્રાલય અને વિદ્યોત્તેજક ભંડોળની સંગીન મૂડીવાળી સંસ્થાઓ સ્થપાઇ છે. આજકાલ મહાજનમાં લીલાલ્હેર છે.

અમૃતલાલને ત્યાંય ઓછી લીલાલ્હેર નથી. કુમુદને ત્યાં તો જાણે બીજું વનિતાવિશ્રામ જ ઉઘડયું છે! પોળ–પોળની સુન્દરીઓ ને સાહેલીઓ પૈકી કોઇ ભરતકામ તો કોઇ ગૂંથણુ કામ, કોઇ સંગીત તો કોઇ ચિત્રકામ, કોઇ

વાચન-અભ્યાસ તો કોઇ પાકશાસ્ત્ર, કોઇ રેંટિયો તો કોઇ કાંઇ, એમ શિખવા સારૂ આવતી ને સ્નેહવિહાર કરતી.

ઑફિસમાં કામથી પરવાર્યા પછી આજે અમૃતલાલ એક કાવ્ય લખવા બેઠો હતો. તેથી ઘેર આવતાં મોડું થયું. કુમુદ રાહ જોઇજોઇને થાકી. આખરે વખત વીતા વવા સારૂ તેણે હાથમાં રંગ, પીછી ને કાગળ લીધાં ને હૃદયમન્દિરમાં રમી રહેલી સ્વામીનાથની છબી કાગળપર ચિતરવા માંડી. તે લગભગ પૂરી થવા આવી હશે, એટલામાં અમૃતલાલ ઘેર આવી પહોંચ્યો; પણ પ્રીયતમનું ચિત્ર ચિતરવામાં પોતે એટલી તન્મય થઇ ગઇ હતી, કે અમૃતલાલના આવ્યાનુંય તેને ભાન ન હતું! અમૃતલાલ થોડી પળો તો તેના તથા પોતાના ચિત્ર સામું, બાજુપર રહીને જોઇ જ રહ્યો; પણ તે ઝાઝીવાર સંયમ ન જાળવી શક્યો. ચિતરાતા ચિત્રને જાળવીને પોતાના હાથમાં લેતો અમૃત બોલી ઉઠયોઃ—

“વાહ રે મારી કુમુદ!”

“કુમુદ ભડકી. જોયું તો સ્હામે જ સ્વામીનાં પ્રત્યક્ષ દર્શન થયાં, હર્ષના ઉલ્લાસોથી હૃદય એટલું ભરાઇ ગયું હતું, કે કુમુદ અક્ષર સરખો ઉચ્ચારી શકી નહિ. અમૃતલાલે તેનું મૌન તોડવા સારૂ પૂછ્યુંઃ—

"પણ મારા ચિત્ર તળે કમળ શાનાં ઉગાડ્યાં છે?"

"કમળ સરોવરમાં ઉગ્યાં છે, ને સરોવરની પાળે આપને ઉભા રાખ્યા છે; આપને ચરણે એ કમળ ખીલેલું છે."

"ને કમળ તો કર્દમમાંથી ઉગે છે ને!"

"હાસ્તો; હું જેમ અનાથાશ્રમમાંથી–"

"વ્હાલી મારી કુમુદ!" અમૃતલાલે અધરામૃતનું પાન કરતાં કરતાં કુમુદ વિષે જ ઑફિસમાં રચેલું સુન્દર કાવ્યચિત્ર આપતાં કહ્યું. આતુર નયને કુમુદ તેનું નિરીક્ષણ કરવા લાગી. પછી પાછું અમૃતલાલે પૂછ્યું:–

"શું સુંદર, હારૂં ચિત્ર કે આ કાવ્ય?"

એટલામાં, પારણામાં સૂતેલા નટુના રૂદનનો ઝીણો અવાજ આવ્યો–સારેગમથી શરૂ થતું જાણે સંગીત! એટલે 'કાવ્ય સુન્દર કે ચિત્ર', તેનો પ્રત્યુત્તર આપવાને બદલે કુમુદથી સહસા જ બોલાઈ જવાયું: "સુન્દર મારૂં ચિત્ર, સુન્દરતર આપનું કાવ્ય ને સુન્દરતમ તો આપણા નટુનું રુદન–સંગીત."

"જા, ધવરાવ એને." અમૃતલાલે કહ્યું.



## કળીજુગના વાનર !

જુગો પહેલાંની આ વાત છે. પશુ, પંખી ને "મૂગાં" પ્રાણીની ભાષા શીખી રહ્યો હતો, તે અરસામાં સહકુટુંબ "ઘર વેચીને તીરથ કરવા" નીકળેલો.

શ્રીજીના લાલબાગમાં લ્હેર માર્યા પછી અને કાંકરોલીના રાયસાગર–સરોવરની પેટભરીને લહરીઓ લીધા પછી અમે ગોકુળ–મથુરાં ગયા.

બહુ લ્હેર પડતી. તમે કદિ ગોકુળ–મથુરાં ગયા છો ? એ "ગોકુળિયું રુડું ગામડીઉં" કોઇ અજબ તરેહની વાનર વસ્તી ધરાવી રહ્યું છે. એક ભૈયાની દોસ્તી બાંધેલી, એટલે પીવા ભાંગ મળે ને ખાવા મહાપ્રસાદ ! ધમ્માચકડી માટે જમુનાનો આરો ને રમવા–ખેલવા સારૂ લાલ મ્હોંનાં માંકડાં ; અધૂરામાં પૂરી ત્યાં "રામલીલા" હતી. માનશો ? ઘેર પાછા ફરવાનું જ ગમતું નહિ !

એક દિવસ "રામલીલા"માં સુગ્રીવ-વાલી વચ્ચેના પાડાખાર પછી, સુગ્રીવ અને રામચંદ્રના મેળાપવાળો પ્રસંગ ચાલતો હતો; પણ રામલીલાવાળાઓએ જે પાત્રને સુગ્રીવ બનાવેલો, તેના પૂછડામાં ખામી હોવાથી, એનો વેષ જરા વરવો લાગતો. તથાપિ કથામાં જામેલા રસપ્રવાહમાં શ્રોતૃવર્ગ એવો તન્મય, કે ખામીઓ તરફ તેનું ધ્યાન ખેંચાતું ન હતું. કથા બહુ રસિક ભજવાતી હતી. એમ કરતાં કરતાં વાલીની વહુ સાથે સુગ્રીવનું પુનર્લગ્ન-અને તે પણ સાક્ષાત્ શ્રી રામચંદ્રજી કરાવતા હતા, તે પ્રસંગ ભજવાવા લાગ્યો, એટલે પ્રેક્ષકોમાંથી કેટલાય જૂના વિચારના સનાતનીઓમાં ખળભળાટ થઇ રહ્યો.

રામલીલાના માંડવા ભણી પત્થર પડવા લાગ્યા. શોર-બકોર ને ધમાધમનો તો જાણે સાગર ઉછળ્યો!

ધિંગાણું ધીમે ધીમે વધવા લાગ્યું. રામલીલા-વાળાઓ પણ આખરે જીવપર આવ્યા. તેઓ તોફાની ઘરડીઆઓને ધાક બેસાડવા સારૂ, લોખંડના પાટાની બનાવટી તલવાર અને ગોળીબ્હાર ન થઇ શકે એવી બંદૂકો તથા બુઠ્ઠાં તીરકામઠાં વગેરે હથિયારોવડે સજ્જ થઇને, નવીન તરેહની રામલીલા ભજવવા તૈયાર થયા. માનો કે ન માનો, પણ હકીકત ખરી છે, કે આ અખતરાની અસર આબાદ થઇ, ઘરડાઓ નરમ પડયા. મામલો

શાન્ત થયો અને પુનઃ અધૂરા રહેલા ભાગથી રામલીલા હવે શરૂ થશે એમ ચોક્કસ ભાસવા માંડયું. એટલામાં તો સ્વપ્નેય ન ધારેલું કૌતુક આ કળજુગની આંખે દીઠું !

મને લાગે છે, કે અવધપુરીએ સિધાવેલા શ્રી રામચન્દ્રજીનો જ એ ચમત્કાર હશે. ગમે તે હોય, પણ બન્યું એમ, કે રામલીલાવાળા મંડપની પાછલી બાજુથી એકાએક હૂપ-હૂપ કરતી, નળિયેરી છાપરાંનાં નેવાં ભાગતી, દાંતિયાં કરતી અને હાથપગના પંજા પછાડતી જબ્બર રામસેના પ્રેક્ષકસમુહ સમક્ષ ઉતરી આવી.

રામલીલામાં ભારે ભંગાણ પડયું. વાનરસેનાના ડરના માર્યા લોક ઘરનો રસ્તો માપવા લાગ્યા અને રામલીલાવાળાએ પણ ડ્રોપસીન પાડીને દીવો રાણો કર્યો.

મારાથી આ બનાવ સહન ન થયો. મેં પુનર્લગ્નના પ્રસંગ સામે વિરોધ ઉઠાવ્યો નહતો, એટલે વાનરસેનાની દૃષ્ટિએ હું નિર્દોષ હતો; તેથી લોક ભાગ્યા, પણ હું તો હતો ત્યાં ને ત્યાં જ ઠરી રહ્યો ને જ્યારે બધે કાગવાશ થઇ રહ્યું, અને લોકસમુહને નસાડી મૂકી, વાનરસેના સ્વપન્ચે પલાયન કરી ગઇ હતી, ત્યારે હળવે રહીને હું ઉઠયો અને હજુય એકલદોકલ રહી ગએલા વાનરની છેક નજીક જઇને ખડો રહ્યો.

મેં જોયું કે એ વાનર મારી સામે યુદ્ધ કરવા તૈયાર નહતો. મેં તેની આંખો સામે થોડી ક્ષણો જોયાં કર્યું. પછી પંજા જોયા. દાંતિયાં દીઠાં; 'વાનર કને કોઇ હથિયાર બથિયાર તો નથી ?' એની ખાતરી સારૂ દૂર રહીને તેનું સર્વાંગ તપાસી લીધું. હું, મને નિર્ભય માનવા લાગ્યો અને આસ્તે આસ્તે છેક તેની અડોઅડ જઇ બેઠો. પોચા હાથે તેનું શરીર પંપાળ્યું; અહહ ! પુનર્જન્મના પ્રતિરોધથી વાનરને જાણે પારાવાર લાગણી થઇ આવી હોય, તેમ તેનું દીલ ધડકતું હતું ! વાનરે નીચી નજરે મારા સામું જોયું. મેં પણ તેના સામું જોયું; બન્નેની દૃષ્ટિ એક થઇ અને જાણે અમે જૂના દોસ્ત ન હોઇએ એવી લાગણી ઉભય અનુભવવા લાગ્યા.

સુખદુઃખની વાતો કરવાનો કે ઉપાલંભવડે સદામાની આંખ ઉઘાડવાનો આ સંજોગ સારો છે, એમ સમજી હવે હળવે રહીને મેં વાત છેડી–અર્થાત્ રામલીલાના જામતા રંગમાં ભંગાણ પાડનાર આ વાનરજાત પ્રત્યે ટાવકો ટપકો દેતાં વાનર ભાષામાં પૂછયું:—

"તમારી આખી ઓલાદ જ આવી હશે ?"

"કેવી છે ?" વાનરે સામો પ્રશ્ન પૂછયો.

"અવળચંડી."

મારો આવો પ્રત્યુત્તર સાંભળીને વાનરે કેવળ સ્મિત-હાસ્ય કર્યું. મને જરા માઠું લાગ્યું. મેં પ્રશ્નને ઉલટાવ્યોઃ–

"એટલે–આમ મૂછોમાં હસીને મારા જુસ્સાને દબાવવાનો નિષ્ફળ પ્રયત્ન ન જ થવો જોઇએ."

"બેશક, નિષ્ફળ પ્રયત્ન ન જ થવો જોઇએ. ઓ મૂર્ખ માનવી! અમે અગળચંડી જાત, તો તમે કેવી? તમે ને અમે જુદા ક્યારના? જરા ડાર્વિનદાદાને પૂછી તો જુઓ."

વાનરકાકાના શબ્દો મને સુસવાતા તીર જેવા લાગ્યા અને ડાર્વિનની પરિશોધ મને આ વખતે કડવી ઝેર જણાઇ! પણ એમ કાંઇ હું હિંમત હારૂં એવો ન હતો. મેં દમ ભરાવીને કહ્યું:—

"એ વાતને તો વર્ષો વહી ગયાં. વંશમાં ઉતરી આવતો પરિવાર કાંઇ પૂર્વજોની પેઢી જાળવનારો જ હોય છે, એમ ઓછું જ બને છે. તમારા રામચન્દ્રજીની જ વાત કરો: રામના દીકરા લવ–કુશને આજ જગત કેટલું પૂજે છે? પૂર્વજ એક હોય, પણ પ્રત્યેક જીવની પ્રકૃતિ તો પૃથક્‌પૃથક હોય છે ને? વાનરજાત પેઠે, આવી રૂડી ભજવાતી રામલીલાના રંગમાં અમે કાંઇ ભંગાણ પાડીએ છીએ?"

ગોળી આબાદ વાગી છે, એમ માનીને મેં છાતી ફૂલાવી; નસ્કોરાં પણ ફૂલ્યાં. વાનરનો ઉત્તર સાંભળવા સારૂ કાન એક થયા. પણ વાનરે શું સુણાવ્યું?

"રામલીલાના જામતા રંગમાં ભંગ થવાથી હાડોહાડ લાગી જાય છે; પણ માનવકાકા, મને કહેશો કે સાચી સંસારલીલાના રંગમાં ભંગ કરનાર નિષ્ઠુર મનના માનવીઓ માટે તમારો શો મત છે? પુત્રીને સાસરે પણ ન વળાવી હોય કે 'લગ્ન'નો વિશુદ્ધ અર્થ સમજે તે પહેલાં તો તેને પરણાવી દીધી હોય, પછી તેનો પરણ્યો પરલોક સિધાવે. ને તે પુનર્લગ્ન કરવા ચ્હાય, તો તમે લોક તેને વાસ્તે શી તજવીજ કરો છો? છાતીપર હાથ મૂકીને એમ કહી શકશો, કે રાક્ષસી રૂઢિનાં પોલાદી બંધનોથી તમે લોક પરવશ નથી થતા? આવી રામલીલા કરતાં તમારી સાચી સંસારલીલા, નાના બાળકોને રમવાનું રમકડું કે રમત લાગતી હશે કેમ વારૂ? અને રંગમાં ભંગ! ભંગાણ કોણે પાડયું? રામચન્દ્રજીએ સુગ્રીવનું પુનર્લગ્ન કરાવેલું, એની ખરી લીલા ભજવાતી હતી, તે તમારા વડીલો ન સાંખી શકયા તે ઉશ્કેરાઇ ઉઠયા ત્યારે અમારે રામયુગની ખરી હકીકત ઠસાવવા સારૂ અહીં ઉતરી આવવું પડયું ને?"

"તોબાહ, તું તો માથાનો મળ્યો! પણ એટલું તો કબૂલ કરવું જ પડશે, કે તમારી જાત પેઠે બીન હકકે

પારકા ઘરનાં નેવાં ભાગવા જેવું છોકરવાદપણું તો અમે નથી જ કરતા. ” મેં બીજી દલીલ વાપરી.

“ એમ કે ? નેવાં ભાગવાં અને કોઇનાં ઘર ભંગાવવાં, એ બેમાંથી વધારે બૂરી ચીજ કઇ ? ઉત્તરાયણના કનકવા ચગાવતી વેળાએ આખી માનવસૃષ્ટિ છાપરાપર ઉભરાઇ જાય છે, એ વાત ભૂલી જઇએ તો પણ તમારા નાતનાતના આગેવાનોનાં ધાર્યાં ન થતાં હોય તો એવા સેંકડો નિર્દોષ આદમીનાં ઘર ભાગે છે કે એમને ઘેર તાળાં વસાય છે : જેઓ દરેક વાતે સાધનસંપન્ન છતાં કુળાદિના મોહને લીધે બાપડા અપરિણીત જીંદગી ગાળતાં આખરે પોતાનાં ઘરને સ્મશાનસૂનાં બનાવી મૂકે છે; છતાં તમારા લોકનું પેપચું સરખું ફરકતું નથી, એ વિષે તમારો શો મત છે ? ”

“ વાહરે વાનર કાકા, શું આમ દાંતિયાં કરીને દબાવવા ઇચ્છો છો ? ” મેં તેની દલીલ હસ્યામાં કહાડવા યુક્તિ રચી.

“ દાંતિયા જેવાં હોય, તો તમારાં પંચ મળે છે, ત્યાં જવું : અદાલતોમાં જવું : તમારાં ઘરઘરનાં ધણી–ધણીઆણીના ટંટા તપાસવાઃ કહેશો, માનવ કાકા, એ દાંતિયાં વિષે તમારો શો મત છે ? ”

"અનુકરણ તો આબાદ કરતાં આવડે છે! મારા બોલને ઝીલી લેતાં ઠીક ફાવી શકો છો!

સાંભળીને વાનરે ભયંકર અટ્ટહાસ્ય કર્યું. હું ચમક્યો, ને મારા બોલવામાં એવું શું બફાઈ ગયું હશે તે ન સમજ્યો. ત્યારે વાનર કાકાએ જ સમજણ પાડી:—

"એવા ઘણાય કપિરાજો છે, જે અમારાં આબાદ અનુકરણ કરીને સુન્દરતર કાગળોને કૌચનાં બી જેવાં બનાવી દેતા હોય છે. તમારી ઓલાદના એવા કપિરાજો વિષે તમારો શો મત છે? નકલ કરનારાં પ્રાણીમાં ખપનાર તમારી ઓલાદમાં કયાં ઓછા છે, તે અમારી ઠેકડી કરવા તૈયાર થાઓ છો?"

"વાનર કાકા, જીભ જરા વધારે લાંબી નાખો છો: મદારીના હાથનો માર તેથી જ ખાવો પડતો હશે—નહિ વારુ? સારે નસીબે હું મદારી નથી તે ઠીક છે, નહિ તો—"

"નહિ તો? નહિ તો શું, તે બોલી જાઓને: મદારી કરતાં તમે લોક કયાં ચડિયાતા છો? લાકડે વળગાડવામાં આવતાં માંકડાં પેઠે કુળી વયનાં બાળબચ્ચાંને લગ્નથી વિંધી નાખનાર માણસજાત વિષે તમારો શો મત છે?"

"વાહરે વાનરકાકા, તમે તો ખૂબ કરી! હાજર-જવાબીમાં તો બીરબલથીયે ચડી જાઓ એવા દિસો છો! તમારે વાસ્તે કોઇ સરકસવાળાને ભલામણ કરૂં? કોઇ એવી મંડળીમાં દાખલ થવાથી ઘરઘરનાં છાપરાં ભાગવાથી ખાવી પડતી ગાળો ને ખમવી પડતી, પેટ ભરવા માટેની હાડમારીમાંથી મુક્ત થઇ શકશો."

"કુતરાંને હુશો કહીને પરસ્પર લડાવી મારવાને તૈયાર રહેતી તમારી માણસજાતનાં સરકસની વાત કરો છો? માણસ જેવા માણસને 'હાડે હાડે' કહી, હડધૂત કરનાર, બિલાડીને છીંડે ને ગધેડાને ખૂંડે કહી લાત મારી તગેડી મૂકનાર ને અમને ઉશો કહી મૂછો આમળનાર એ દયામૂર્તિ માનવ! ખેલાડીનાં સરકસ કરતાં તમારાં સરકસ-માણસમાણસ વચ્ચેની સાઠમારીનાં સરકસ–ક્યાં ઉતરે તેવાં છે? કહેશો? આ વિષે તમારો શો મત છે?"

મારાથી હવે ના રહેવાયું. આવાં સખ્ત મ્હેણાં અને તેય વળી વાનરજાત તરફથી સાંભળીને એમ થવા લાગ્યું કે આ કરતાં તો કાન બ્હેરા હત, તો બ્હેતર થાત. મેં ધમકી આપતાં મેઘગર્જના કરી;—

"બસ કરો; વાનરકાકા! ન્હાને મ્હોંડે તમે ગંભીર વાતો કહી નાખી; પણ જવા દઉં છું. તમે પવન-

ચાર હનુમાનના ભાયાત છો અને ભગવાન રામચન્દ્રજીની સેનાના વંશજ છો; એટલે રામને નામે આમન્યા લોપવાનું મને શોભાસ્પદ નથી લાગતું, નહિ તો જેવા જેવું કરી બતાવત."

વાનર જરા ધીમો પડતો જણાયો. મને ધમકીનો અખતરો સફળ થતો લાગ્યો. વાનરના છેલ્લા શબ્દો સાંભળવા હું એકતાર થયો. વાનરે, મન્દમન્દ વહેતાં મન્દાકિનીનાં નિર્મળ જળપર લ્હેરાતી સમીરણ લહરીઓ જેવા, મિઠા સરોદે સંભળાવ્યું:—

"કુશળ રહો; અમારી આખી ઓલાદ તરફનો આશીર્વાદ છે, કે અમે જેમ રામસેના તરીકે અને તમારા શબ્દોમાં કહું તો પવનસુત હનુમાનના વંશજ તરીકે ગૌરવ ધરાવીએ છીએ, તેમ તમે લોક અમારી નકલ કરનાર ચોપગાં પ્રાણી તરીકેના ગુણ ધરાવી તેમાં જ મગરૂરી માનતા રહો."

આટલું બોલીને, હૂ...પ કરતો વાનર પાસેના ઝાડપર ચઢી ગયો. તેના ચઢાવભણી મારી નજર ઠરી હતી, તેવામાં તો દૂરથી અવાજ આવ્યો:—

"વાંદરા જેવો! અહીં ક્યારનો શું કરે છે?"

એ વિશેષણથી સમ્બોધનાર મારા કાકા હતા. સમયસર હું ઉતારે ન પહોંચી શક્યો એટલે તેમનો ને કુટુમ્બનો જીવ પડીકે બંધાએલો, તેથી મને શોધતા શોધતા તેઓ અહીં આવી ચડેલા. હું તો સાવ શિયાવિયા થઇ ગયા અને ગરીબ ગાય જેવો બની, તેમણે પકડેલી મારી કાનપટ્ટી બહુ ખેંચાતી ન રહે, તેવી રીતે જાળવીને કાકાની સાથે હું ચાલવા લાગ્યો.

ઉતારે ગયો. વાળુ તો કરવું હતું, પરંતુ કાકાના ઠપકાથીને તે કરતાંય વિશેષ વાનરકાકાના કવનથી પેટ એવું ધરાઇ ગયું હતું કે બીજા દિવસના પ્હેરોડ થતા સુધી પથારીમાં લંબી તાણીને પડયો તે પડયો.



## વેડફાતો સંસાર

૧

**શી**યાળાની કડકડતી ઠંડીને લીધે પોળનાં સૌ પાડોસી વાળુપાણીથી પરવારીને સૂઇ ગયાં હતાં; પણ ન્હાના એક એઠાઘાટના ઘરમાં હજુ ઝીણો દીવો બળતો હતો. ત્યાં સરલા અને તેનો સ્વામી રત્નો, બે જણ રહેતાં.

સરલા પથારીવશ છે. આજકાલ કરતાં બે મહિના થયા; દર્દ કમી થયું નથી. દવાની ટાંકી લાગતી નથી. રત્નો સારવાર કરવામાં લોહીનું પાણી કરી નાખતો; પરિણામ પાણી વલોવવા જેવું નિવડતું.

દિવસે દિવસે દર્દ ગંભીર થતું હતું. ઘરમાં રત્ના સિવાય બીજું કોઇ મળે નહિ. ગામમાં જોઇએ તેવો તે ખ્યાતિવાળો ન હતો. નાતમાં તે જથાવાળો ન હતો. જાતનો બુનિયાત હતો. પણ જાતની કદર કોને પડી છે? એક ઇશ્વર સિવાય એને કોઇની ઓથ નહતી.

સરલાનું સીમંત ગયે થોડા જ મહિના થયા. સીમંતની નાત જમવામાં હજારેક નાતિલાઓએ હાજરી આપી હશે. નાત બેઓબેઓ ઉભી કરાવવામાં રત્નાને સેંકડો સલાહકાર મળ્યા હતા. નાતવેળાએ રત્નાની વાહવા બોલનારેય બેસુમાર હતા. પણ હવે?

બીમાર સરલાની પથારી આગળ બેસી, તેને બે મિઠ્ઠા શબ્દોથી કલાવીને દવા પીવરાવતાં પીવરાવતાં રત્નાને આવા નર્યા વિચાર આવતા. બાજૂપરના ખુણામાં દિવેલના કોડિયાનો ઝીણો દીવો બળતો હતો. રત્નાની નજર, વિચારમુગ્ધ મનથી, ક્ષણોપર્યંત ત્યાં ઠરી જતી. રત્નો ઉંડો નિઃશ્વાસ નાખતો. સરલાથી રત્નાની આ દશા કાંઇ છૂપી નહતી. પથારીવશ સરલા! ગરીબ ગૌ સરખી શિયળવંતી સુશીલ સરલા! સરલા બીચારી સ્વામીની ચિંતાથી મૂગો કઠાપો કરીને મનમાં ને મનમાં બળીને કાયલો થઇ જતી.

૨

રત્નો રાંક હતો, પણ તે ગરીબના ઘરનો દીવો હતો. તેને માબાપ વગર ન્હાનમ પડી. સગાં જોઇએ એટલાં હતાં, પણ કહેવાય છે તેમ સૌ રાજાનાં સાળા થતા આવે, ગરીબનો ભાવ કોણ પૂછે?

એવી સ્થિતિમાં પણ રત્નો ભણ્યો—ખાસી ભણ્યો. આગળ જતાં ઘરનાં થોડાં ઘરેણાં વેચીનેય ભણ્યો. પછી હુંશિયારીને લીધે સ્કૉલરશિપની મદદ મળતી રહી. વળી ટ્યુશન રાખે; લાંબી રજાઓમાં નોકરી શોધે. આમ અનેક પ્રયત્ને તે મેટ્રીક પાસ થઇ શક્યો.

પરંતુ મેટ્રીક્યુલેશન સુધી પહોંચવામાં તેને પાર વગરનાં સંકડામણ ને ત્રાસ વેઠવાં પડયાં. ખાસ કરીને બીજા ત્રાસને તો એ ગણકારતો નહિ, પણ સાંસારિક ત્રાસ એ સહૃદય રત્નાને અસહ્ય થઇ પડતો.

રત્નો ઉમરે કાંઇ બહુ મોટો ન હતો; છતાં ખોટી ખુશામત કરનાર રત્નાનાં સગાં રોજ તેને ભડકાવી મરાતાં, કે " વિવાહના વેતમાં રહેવું, નહિ તો રહી જવાશે. મૂળ તો કન્યાની અછત છે; એટલે એકાળજી રાખ્યે કેમ પાલવશે ?" વગેરે વાક્બાણ રોજ છૂટે. સંસારીઓના સંસારની ઉન્હી લૂ રત્નાને વાએલી નહિ, તેથી માબાપ વગરનો એ દીકરો, કેટલીકવાર આવું સાંભળીને ઘણું મૂંઝાતો.

એક જણ તેના સટામાં કન્યા દેનારો નીકળ્યો. રત્નો કન્યાનું માંડવાખર્ચ આપે, ને પાંચસો રૂપિયા ' પાઘડી 'ના પધરાવે, તો તેનો દૂરનો સગો હતો, તે તેની સગાઇ માટે પોતાની કન્યાનો બદલો કરવા દે!

"કુંવારા રહેવું બહેતર, પણ આવું કામ તો ન જ થાય" એ રત્નાના મનનો નિર્ણય હતો; પણ તેનું ન વળ્યું. "લક્ષ્મી ચોલ્લો કરવા આવે છે, તો મ્હોં ધોવા ન જા." બસ! સમાંના ડહાપણે દાટ વાળ્યો. રત્નાના મનની વાતો મનમાં રહી. ઘરડીઆઓએ જાળવી રાખેલાં ઘરેણાં વેચાયાં. તેની નગદ રકમવડે દૂરના તેના પિતરાઇ કાકા ભોઘાભાઇનું મન મનાવવામાં આવ્યું. ભોઘાભાઇએ નાતમાં યશ વ્હોર્યો કે કાંઇ ઉમરો મૂકીને ડુંગરો પૂજવા જવાય? મારા રત્નાનું ઘર ઉઘાડું રહે તો સારૂં, એટલા માટે મારી કન્યાનો બદલો કરાવ્યો." ભોઘાભાઇની નાતમાં વાહવાહ બોલાઇ. ભોઘાભાઇની કન્યાના સટામાં રત્નાની સગાઇ થઇ. કન્યા ત્રણેક વર્ષની હશે.

૩

પણ "ગરીબનું નસીબ ગરીબ" એ કહેવત કાંઇ ખોટી નથી. વિવાહ થયા પછી બીજે જ મહિને કન્યા ગુજરી ગઇ. રત્નો પાછો કુંવારો ને કુંવારો! ઘરમાં ઘરેણાં–આપત્તવેળાની મદદ–હતી તે ગઇ! તથાપિ જેનું કોઇ નથી તેનો ભગવાન છે. રત્નો મેટ્રિક પાસ થયો. ત્યારે વળી તેના જ જેવો સંસ્કારી ને ઉદાર વિચાર ધરાવતો નાતનો એક વાણીઓ નીકળ્યો. તેણે ઘર ન જોયું: વર જોયો. રત્નાને પોતાનો જમાઇ બનાવ્યો; એ જ સરલા.

" ગરીબને ઘેર કૃષ્ણાર્પણ કન્યા ઉતરી—લગ્નની નાત કર્યા વગર ચાલે ?" ખાડિયર નાતે રત્નાને ફોલી ખાધો. પિતરાઇઓ પણ તેની પૂંઠે લાગ્યા. " તારે તો કાંઇ નહિ, પણ અમારા બાપદાદાને માથે પાણી ફેરવવું છે ? કર નાત; જે મળે તે. ચૂરમું ને ઘી ન થાય તો ખાંડના લાડુ: આપણે આપણા ગજા માફક ."

રત્નાએ સાચેસાચું કહી દીધું, કે " મારી પાસે ઝેર ખાવાને પૈસો નથી, પણ એમ કાંઇ પિતરાઇઓ પીગળી જાય એવા ન હતા. ' બાપદાદાને માથે પાણી " ન ફરે તેટલા માટે, કે એક ટંકના વાળુ માટે–ગમે તે કારણસર એક પિતરાઇએ રત્નાનો ખભો થાબડયો. તેણે કહી દીધું કે " આપણે ત્યાંથી અંગઉધાર ખર્ચજોગું નાણું કરજે ઉપાડજે. "

" કરજ થાય તો ખેર, પણ નાત તો થવી જ જોઇએ." લોકના આ મતને મને કે કમને માન મળ્યું. રત્નાને ત્યાં ખાંડના લાડુની નાત જમી અને જમતા સુધી તેનાં વખાણ વંચાયાં.

રતો કદાચ વધુ અભ્યાસ કરી શકત ; પરંતુ પરણ્યા પછીનું જીવન કુંવારી અવસ્થા જેવું કયાંથી હોય ? રત્નાએ ' પ્રિવિયસ ' ક્લાસનો અભ્યાસ તો કર્યો પણ તે નપાસ થયો. રત્નો બીજીવાર પ્રયત્ન કરત, પણ સંજોગોએ તેને ન

શાવવા દીધો. સરલાને, ભગવાને સારો દિવસ દેખાડ્યો. સરલા સગર્ભા થઇ.

૪

"મફત કન્યા મળી. લગ્ન પ્રસંગે નાત થઇ. સીમંતનો અવસર નાતને નોતર્યા વગરનો કેમ જવા દેવાય?" નાતિલાઓએ ચર્ચા ચર્ચવા માંડી. રત્નો તો કશું જાણેય નહિ; તે પહેલાં નાતમાં "રત્નો ખાંડના લાડુની નાત કરવાનો છે," એમ કરી ચૂક્યું! શી નાતની રીતભાત! આ તરફ સરલાની સાહેલીઓ પણ સરલા પાછળ ખાઇખપૂશીને મંડી. "ફાવે તેમ થાય, પણ આ નાત તો કરવાની ને કરવાની જ." સાહેલીઓનો આગ્રહ સરલાનું મન પિગળાવવામાં કેટલેક અંશે સફળ થયો. બીજી બાજુ સરલાનો બાપ અમથાશા, ખોળો ભરતી વેળાએ સામેરૂં વસ્તારવાને તૈયાર હતો. પિયર તરફથી સારી રકમનો ચોલ્લો મળશે એવી સરલાને ખાતરી હતી, બીજા નાતિલાઓ અને રત્નાના પિતરાઇઓને તો નાત જોઇતી જ હતી. રત્નો મૂંઝાયો. શાસ્ત્રમાં જે ભોજનનો નિષેધ થએલો છે, તે નિષેધને માન આપી સીમંતની નાત નહિ જમવાનો નિશ્ચય ધીમે ધીમે ઘડાતો જાય છે, તેવા સંજોગોમાં રત્નો એવી નાત કેમ કરી શકે? પરંતુ સરલહૃદયા સરલાનું મન નારાજ

કરવું એ રત્નાને મન મરવા પડયા જેવું વસમું હતું. ગૃહસ્થ કુટુમ્બની સુશીલ એ કન્યાએ, અત્યાર સુધી રત્નાના જીવનને જે ભકિત–સેવાથી પૂજ્યું હતું, તે ધ્યાનમાં લેતાં સરલાની આ સુભ અવસર વેળાની મનોવાંચ્છનામાં વિક્ષેપ પાડવાનું રત્નાને વાજબી લાગ્યું નહિ. પણ મુદ્દાનો સવાલ, નાત જમાડવા પાછળ થતા ખર્ચને કેમ પહોંચી વળવું, એ હતો.

પેલા પિતરાઇ કાકાએ વળી ફરીથી ખભો થાબડયો. "ખૂટતી રકમ ફરીથી કરજે ઉપાડવાની" રત્નાને હિંમત દેવાઇ. સરલાને ખાતરી હતી કે પિતા તરફથી ચોલ્લામાં સારી–ખર્ચ નીકળી જાય એટલી–રકમ મળશે, એટલે સીમંતની નાતના અંગનું દેવું નહિ રહે.

નાત ઠરી, પણ સસરા–જમાઇ વચ્ચે મતભેદ પડયો. રત્નાને ખાંડના લાડુથી ભારે જમણ કરવાની જરાય મરજી ન હતી–ન જ હોય. સરલાને ચૂરમા ઉપર ઘી પીરસાવવું હતું. રત્નાએ તે ન ગણકાર્યું ને ધાર્યા પ્રમાણે ખાંડના લાડુની નાત કરી. બસ! રત્નો "ઝક્કી થેટું" ઠર્યો. પરિણામે સસરો મમતપર આવ્યો ને ધાર્યો ચોલ્લો કરવાનો પડતો મૂકી માત્ર "પાંચડે એકડે" કરીને પરવાર્યો.

પેલા પિતરાઇ કાકાનું દેવું રત્નાને માથે ઝઝૂમતું રહ્યું. મેટ્રિક પાસ યુવક કેટલાં વર્ષે હજાર રૂપિયાનું દેવું પતાવી શકે? ને દેવું તો વ્યાજવડે ચડતું જ જાય.

કર્મસંજોગે સરલાને અધૂરે મહિને મરેલું છોકરું અવતર્યું. એ તો જાણે ઠીક, પણ તે દિવસથી તેને સુવારોગ લાગુ પડયો. સુવારોગમાંથી ક્ષયનાં ચિહ્નો જણાવા લાગ્યાં. દાકતરે સલાહ આપી કે હવાફેર માટે સ્થળાંતર કરવાની જરૂર છે. પણ પૈસા ?

રત્નો પિતરાઇ કાકા પાસે ગયો. "હવા ખાવા જવાના પૈસા ન મળે. ઘેર આવેલો વરો કહાડવા એકવાર નાણાં ધીર્યાં, બીજી વાર ધીર્યાં, ત્યારે તું તો પેંધો પડયો. જા; ધીમે ધીમે વ્યાજજોગ રકમ ભરતો રહેજે, નીકર પરિણામ જોવા જેવું આવશે."

રત્નાને આ જવાબ કેવો લાગ્યો હશે ? સરલાની ગંભીર માંદગીમાં રત્નાથી નોકરી પણ ન થઇ શકી. બેઠું ખર્ચ કયાં સુધી ખાવું ? ખાધે તો કુવા પણ ખૂટી પડે. રત્નાએ બાપીતું ઘર ગીરો મૂકી કાકાનું વ્યાજ સાથે દેવું પતવ્યું. પતવતાં વધ્યુ તે સરલાનાં દવાદારૂ ખાતે ખર્ચાતું રહ્યું. પણ ખર્ચ ઉગી નીકળ્યું ના.

૫

વાર્તાના આરંભે માંદગીને બીછાને પડેલી સરલા પાસે બેસીને, આટલા માટે રત્નો ધિક્કારના ઉન્હા નિઃશ્વાસ નાખી રહ્યો હતો. સરલા બધું સમજતી, પણ શું કરે બીચારી ! અંતે તેણે ઉકળતી આંતરડીના ઉદ્દગાર કહાડયાઃ–

"નાથ! મારાં પગલાં પડયાં, ત્યારના તમે સુખી થયા નથી..." સરલા છૂટે મ્હોડે રોઇ પડી. તેણે ગળામાંથી મંગળસૂત્ર કહાડીને રત્નાના ખોળામાં નાખ્યું. સરલા બોલીઃ–

મારૂં જે થવાનું હશે તે થશે. મંગળસૂત્રને વેચી, તેનાં નાણાં કરો ને કાંઇ ધંધે વળગો."

બોલતાં બોલતાં સરલા ગળગળી થઇ ગઇ. રત્નાનું હૈયું પણ ભરાઇ આવ્યું. ભીનાં થએલાં નેત્રો, સરલા ન જાણે એમ ધીમે રહીને ધોતીઆના છેડાવડે રત્નાએ લૂછી નાખ્યાં, તે જરા સ્વસ્થ થયો ને સરલાને આશ્વાસન દેવા લાગ્યો :–

"સરલા! તું તો અમથી અકળાય છે. તું નઠારાં પગલાંની નથી. તારાવડે તો મારૂં સુકાઇ જતું જીવન ટકી રહ્યું છે. ઘડીવાર જંપીને સૂઇ જા. માંદગીમાં બહુ બોલબોલ ના કરવુ ; ગાંડી!"

સરલાથી બોલ્યા સિવાય ન જ રહેવાયું. તેણે રત્નાને કહ્યું :–"હવે તો છેલ્લી વારની સૂઇ જઇશ–એવી સોડ તાણીશ, કે ફરી ઉઠવાનું કોઇ નહિ કહે, નાથ! આપણે થોડી ઘડીનાં મ્હેમાન છીએ. હું જાઉં તેનો શોક ન કરશો........"

સરલાને તો ઘણુંય કહેવું હશે, પણ તેને ઉંવરસ ઉપડી. શ્વાસ ચડ્યો. જગ તાણુ આવતી હોય એમ જણાયું. રત્નો તેને શબ્દોદ્વારા આશ્વાસન દેવા જાય, તે પહેલાં તો સરલાની આંખ ફાટી—નાડી ધીમી પડી ગઈ. સંસાર-વ્યવહારમાં ઓછા કુશળ રત્નાનો જીવ પડીકે બંધાયો.

"મારા હૃદયના રત્ન! બોલ્યું-ચાલ્યું માફ......જય ભગવાન."

ભગવાનના નામ સાથે સરલાનો આત્મા, પરમાત્માના નૂરભેગો ભળી ગયો. રત્નો આખી રાત સરલાના શબ કને બેસી રહ્યો.

"રાક્ષસણી! સેંકડોનાં ગળાં રેંસવા છતાં હજી તું ભૂખડી જ રહી! મારૂં હૃદય તેં લૂંટી લીધું!" સૂની રાતમાં રત્નાએ આજ મહિનાઓથી દબાવી રાખેલું હૃદય રૂદિને ધિક્કારતાં ખાલી કર્યું.

બીજે દિવસે સવારમાં સરલાના શબની દહનક્રિયા થઇ. અને પછી?

લોક કહે છે કે રત્નો ગાંડો થઇ ગયો છે. તે ગમે ત્યાં ભટકતો ફરે છે ને ગમે તેવી લવરી કરે છે:-

"અરે! હું એકલો યાંહી,
 બિયાંબાંમાં સૂનો ભટકું!"



# વૈદ્ય કે હજામ ?

૧

રાક્ષસી પત્થરોવડે ચણાયલી 'વાવડી' જેવા વાવડીને પણ ચરકાવનાર હજામની ઓલાદમાં હરિયો જન્મ્યો હતો, અને કુશાગ્રબુદ્ધિને પ્રભાવે હજામપરિષદ્‌ની પહેલી જ બેઠકમાં પ્રમુખ તરીકે તેની ચૂંટણી થઇ હતી; ઉપરાંત સારા પગારના અમલદારો, શેઠીઆઓ અને એવા એવા મોટા લોકની તે વરસુંદ બાંધી શક્યો હતો.

થાણુદેવડીના ઠાકોરનો હું કારભારી છું હરિયો મારો વાળંદ હતો. મારા તરફથી વરસુંદમાં તેને ત્રણ રૂપિયા મળતા. તે ઉપરાંત પર્વતહેવારે દાણા મળે; વરાવાજનમાં ભાણું મળે: દીવાળીની બોણી મળે-તું ઉતરેલાં કપડાં મળે—આવું આવું મળે તે જૂદું. વળી તેની ઓરત દાયણુના કામમાં કુશળ હોવાથી આવકમાં સારો ઉમેરો થતો. હરિયાને "વાળ કાપવાની દુકાન" પણ હતી.

દુકાનપરની ઘરાકીયે જેવી તેવી ન્હોતી. બેસુમાર માથાં બોડાય ને વાળનો તો ગંજ ગાજે. વાળના એ ઢગલાને પોતે ફેંકી દેતો નહિ; પરંતુ 'માર્કીટ' માંથી બિછિયાં ખરીદીને તેના મિત્ર દામા દરજીને ત્યાં જઇ, વાળની ભરેલી ગાદીઓ બનાવી વેચાવરાવતો અને બન્ને મિત્રો તેનો મજિયારો નફો વહેંચી લેતા.

આ પ્રમાણે અઢળક કમાણી છતાં હરિયો લોભીને લોભી રહેતો. ગગનમાં કેમ ઉડાય? આભ સંગાથે બાથ કેમ ભીડાય? મોટરવાળા કેમ થવાય? તેને એવા એવા કોડ હમેશાં થયા કરતા.

રવિવારની પાળીને દિવસે હરિયાએ મને જગાડયો. ફરીને હું હજામત કરાવવા બેઠો. હજામ વધારે ભાગે વાતોડિયા તો હોય છે જ. હરિયો હજામત કરીને મૂંગો મૂંગો વિદાય થયો હોય, એવું એકે દિવસ બનેલું નહિ. આજે પણ તેની આદત પ્રમાણે ચામડાના ચટપટીઆપર અસ્ત્રાની ધાર કહાડતો કહાડતો હરિયો વાતે વળગ્યો. તેણે પૂછયું–" સાહેબ, વતુ કરાવવા અંતવારને જ વ્યમ પાસ કર્યો અશે ?"

મેં ટુંકામાં પતાવવા સારૂ ખુલાસો કર્યો, કે "સોમવાર મહાદેવનો વાર, ને મંગળવાર માતાજીનો: બુધવારે હજામત કરાવાય છે જ. પછી આવ્યો ગુરૂવાર,

તે પણ માતાજીનો; શુક્રવારે તો હજામત કરવા તું આવે છે. તે પછી આવ્યો શનિવાર, તે મંદવાડિયો રહ્યો. મહાદેવ, માતા કે શનીદેવ કોપે, તો સત્યાનાશ નીકળી જાય. એ દેવોનું કુંડું ન પડે, વાસ્તે વિશેષ ભાગે એતવાર પસન્દ થતો હશે.”

“પણ આટલા ખુલાસાથી હરિયાની શંકાનું સમાધાન ન થયું. તે બોલ્યો–‘એમ તો એતવારેય માતાનો વાર જ છેસ્તો ?”

“ખરૂં; પણ માતાના માનમાં મંગળ ને ગુરૂ એમ બે વાર જતા કરીએ એટલે ચાલે.” મેં પતાવ્યું.

“જાઓ મારા સાહેબ, એમ શું બોલો. એતવારે લોકને રજા હોય તેથી—”

“પણ એતવાર સાથે તારે પાડાખાર શો પડ્યો છે, કે આજ એના વિષે માથાફોડ કરે છે ?” મેં પૂછ્યું.

“જુઓને સાહેબ, એતવારે દુકાનપર ઘરાકી ખૂબ હોય છે, તે છોડીને આમ વેરથેર ઘૂમવાનું જરા ફાવતું આવતું નથી. તે મકુજે આપડા જેવા મોટા લોક એ વારને ફેરવે તો—”

“રે જંગલી ! બળી તારી વાતો. લબાડી ! લોહી કહાડયું ને ?” દાઢીએ હરિયાનો અસ્ત્રો બેસી જવાથી હું ચીડાયો.

"લોહી તો આમ-ચપટીમાં-બન્ધ કરી દઉં છું. એ તો ખીલ હતો તે ફૂટી ગયો." હજામતના ઝીણા કરચા, લોહીવાળા ભાગપર દબાવતો હરિયો બોલ્યો. એમ કરતાં કરતાં માથું મૂડાઇ રહ્યું ને બગલ-નખ પણ લેવાયાં. પછી જરા બીચી દબાવતાં દબાવતાં હરિયાએ પૂછ્યું:—

"એક વાત કરૂં?"

"નથી સાંભળવી. અત્યારના પહોરમાં કાંઇ કામકાજ હશે કે તારી વાતો જ સાંભળવાની હશે?"

"આ તો આખી હજામજાતનો આશરવાદ મળે એવીછે. રજા આપો તો—"

"કહી નાખ; શી વાત છે?"

"ડાકોર સાહેબે હજામોનેય લાંસસ (લાયસન્સ) માંથા સોડયા નૈ; એ રદ ના થાય? આતો અમારા ગરીબના પેટપર પાટુ મારવા જેવું થયું છે, સાહેબ!"

"ઠીક છે: વાળંદોની સહીઓ સાથે અરજી કરાવજે, કે થોડાકને તેડીને જાતે ફરિયાદ લઇને આવજે; જોઇશું."

"હારૂં બાપા" કહીને મલકાતે મ્હોંડે હરિયો વિદાય થયો.

૨

દામો દરજી "દરજી દર્પણ" નામના માસિક-પત્રનો અધિપતિ હતો; એટલે હરિયાએ ડાકોર સાહેબ પાસે

રજુ કરવાની અરજી, દામા પાસે જ લખાવી. આખીય અરજીમાં જે ફકરાપર ખાસ ભાર મૂકીને મોટા મોટા અક્ષરે લખાયલું હતું, જે વાકયોવડે ઠાકોરસાહેબને અસર થશે એવી ઉમેદ હતી, જે દષ્ટાંતોથી ઠાકોરસાહેબ લાયસન્સનો કાયદો રદ કરે એમ લાગતું હતું, તે ફકરો નીચેની મતલબનો હતોઃ—

"દહાડે દહાડે લોક પંચકેશ વધારે પ્રમાણમાં રાખવા લાગ્યા છે, દાઢી રાખવાનો શોખ વધવા માંડ્યો છે, વિલાયતી રેઝર્સે ઘરઘરના વાળંદની વસ્તી વધારી દીધી છે, સુધારકોએ નાતો બન્ધ કરાવવા માંડયાથી પીરસણ આવતાં અટકયાં છે, વાણીઆ લોક ભેગું પંચવલું જમતા, તેથી કંસારનો મોટો થાળ, લસલસતા ઘી સાથે મળતો, તેય હવે જૂદા જૂદા જમતા હોવાથી મળતો બંધ થયો છે, કિટ્સનલાઇટથી, 'નાઇટ'નાં લગ્નોમાં મશાલ પાછળ મળતું દીવેલ બંધ થયું છે, સ્વદેશીના સાંપ્રત જમાનામાં લોક વિલાયતી રેઝર્સની ધાર માગે છે, વાળ કાતરવા સારૂ હવે કાતરનો ઉપયોગ કરીએ છીએ તો ઘરાક ચીડાય છે, એટલે સંચા વસાવવા પડયા છે, માથાં મૂડવામાં હવે કપડાં ધોવાનો સાબુ કામ આવતો નથી—સેન્ટવાળો ખુશબોદાર સાબુ ખરીદવો પડે છે; દુકાનોનાં ભાડાં વધ્યાં છે, ખોરાકીપોષાકીના ભાવ વધ્યા છે, ખર્ચો વધ્યાં છે, ને ઉપર

નિવેદન કરવામાં આવ્યું તે પ્રમાણે આગલીપાછલી આવક-પર કાપ મૂકાયો છે, તેવા સંજોગોમાં વાળંદોને પરવાના લેવાની ફી ભરવી ઘણી ભારે પડે એ આપ નામદાર સમજી શકશો; માટે સમસ્ત હજામોની વતી આપ નામદારના તાબેદાર હજામો અરજ ગુજારીએ છીએ, કે પરવાનાનો કાયદો રદ કરી આભારી કરશો. ”

આ પ્રમાણે અરજી તો ઘડાઇ, પણ તેમાં પહેલી સહી કોણ કરે, એ સવાલ ઉપસ્થિત થયો. ગોળ વર્તુલ કરીને સહીઓ થઇ શકત : પરંતુ અરજી તળે અશુભ ચિહ્નસૂચક ગોળ વર્તુલ રૂપ મોટું મીંડું કરવું કોઇને ઠીક લાગ્યું નહિ; ત્યારે દામા દરજીએ પોતાના અધિપતિપણાના ભેજામાંથી તરંગ ઉઠાવ્યો, કે “ મારે ત્યાં ખાદીનો તાકો છે. તે તાકાને ઉકેલવો ને તેની મધ્યમાં અરજીવાળો કાગળ ટાંકણીઓવડે ચોડવો; પછી ખાદીનો ઉકેલેલો ને અરજીથી ચોઢાયલો તાકો દરેક હજામે હાથમાં ઝાલીને ઠાકોરના દરબારમાં હાજર થવું. એ રીતે ‘ પહેલો ’ ગણાવાપણું રહેશે નહિ.

હરિયો હોળીનું નાળિયેર થાય એવો કાચો નહતો, એટલે આ યુક્તિ તેણે પસંદ કરી અને તેણે તે સૌને ગળે પણ ઉતારી.

મીંડાવાળો આંક આવે તે અપશુકનીઆળ ગણીને બરાબર નવાણું હજામોની પલટણ અરજી આપવા સર્જ્‌ થઇ. હજામની એ ફોજે અરજીવાળા ખાદીના તાકાને પકડીને ચાલવા માંડયું. તેઓ ચાલતા ચાલતા દરબાર સુધી આવી પહોંચ્યા; પરંતુ હજુ દરબારનાં દ્વાર ઉઘડયાં ન હતાં; એટલે એક પછી એક એમ પંક્તિવાર હજામો હાથમાં ખાદીનો તાકો પકડીને ખડા રહ્યા. એમનેએમ ઘણો વખત વીત્યો, છતાં દરબાર તો ઉઘડયો જ નહિ. વાળંદોએ પરસ્પર અટકળ કરવા માંડી, કે "ઠાકોરસાહેબ આપણને સાંભળવા જ ઇચ્છતા નહિ હોય, તેથી દરબાર વાસી મેલ્યો હશે. હાવે તેમ થાય, પણ આપણે તો અડીંગા લગાવવા અને અરજી રજુ કરીને ઘેર જવું."

એમ કરતાં કરતાં રાતના આઠ વાગ્યા–નવ થયા–દસ, અગિયાર ને દરબારી ટાવરમાં બારના ટંકારા સુદ્ધાં થયા: પણ ન ઉઘડયો દરબાર કે ન ડગ્યા હજામો. વાવડીને ચરકાવનારના વંશજોએ તો રાણા પ્રતાપ જેવા અડગ ટેકથી ત્યાં જ લંબી તાણી. તેઓ એક પછી એક અનુક્રમે સૂતા અને થોડી જ વારમાં, સૌથી પહેલા નંબરે સૂનારને દુર્ગન્ધ આવવા લાગી. તે ધીમે રહીને ઉઠયો ને બરાબર તપાસ કરી, તો તેને લાગ્યું કે આ દરબારખાનું નથી, પણ દરબારી પાયખાનું છે! દરબારસાહેબના સિપાઇએ

જ્યારે આટલા બનાવ્યા, ત્યારે ખુદ ઠાકોરસાહેબ તો શું યે કરી નાખશે, એવો તેને ડર લાગ્યો ; તેથી તરત જ ધીમે રહીને, પોચે પોચે પગલે ચાલતો ચાલતો નવાણું'મા નંબરવાળા વાળંદની પછી જઇને હાવકો થઇ તે સુઇ ગયો. તે વાતને થોડી જ ક્ષણો થઇ હશે, એટલામાં હવે પહેલે નંબરે આવેલો બીજો વાળંદ જાગી ઉઠયો. તેનું નામ ઝીણો હતું. ઝીણાએ ઝીણી તપાસ કરી, તો પહેલા નંબરવાળા પણ હવે છેલ્લા જઇ પડેલા હરિયાની લુચ્ચાઇ સમજાઇ એટલે ઝીણો પણ હરિયાને પગલે ચાલીને તેની પછી જઇ સૂતો. ઝીણા પછી જગો જાગ્યો. તે ઝીણાની પછી જઇને પોઢયો અને એમ કરતાં કરતાં હરિયો જ પહેલે નંબરે આવ્યો ! પરંતુ પાછા ઠેલાયલા ડબાઓરૂપ હજામોની "બહાદૂરી સાથે પાછા હઠવાની" ગતિક્રિયામાં લગભગ બહાણું વાવા આવ્યું હતું અને વાળંદવાડાથી દરબાર–જે સ્થળે તેઓ ગયા હતા તે–ઝાઝો દૂર ન હતો. એટલે અનુક્રમે પાછા હઠતાં નવ્વાણુયે હજામોની ફોજ પહો ફાટતામાં તો પોતાના વાળંદવાડામાં જ, પોતાની જ 'સરહદમાં, કુદરતી રીતે આવી પહોંચી હતી, પરિણામે "તેરીબી ચૂપ" કરીને સૌ પોતપોતાના ઘરમાં પેસી ગયા અને અરજી અરજીને ઠેકાણે રહી. ખાદીના તાકાનો પત્તો જ ન હતો.

૩

બુધવારે હરિયાની વાટ જોઇ જોઇને થાકયો, પણ તે હજામત કરવા આવ્યો નહિ, તપાસ કરતાં માલમ પડ્યું, કે અરજી પાછળની મહેનત પાણીમાં પડવાથી મમતીલા હરિયાએ વાળંદની આખી નાતમાં શકય તેટલા પ્રયત્ને ભારે ચળવળ ચલાવવા માંડી હતી. તેનો વિચાર તો રજવાડા –આખા–સાથે હજામતની બાબતમાં અસહકાર કરવાનો હતો ; પરંતુ નાતને ગળે એ વાત ઉતરી નહિ. તથાપિ હરિયો પકડેલું પૂછડું છોડે તો પોતાની ફજેતી થાય, એમ સમજીને તેણે હજામતના ધંધા પ્રત્યે "એડો બળવો" આરંભ્યો. હરિયાની વહુ હરકોર દાયણનું કામ તો જાણતી જ હતી ; તે સાથે સુવાવડીને પીવાનો કવાત, કમરનું કળતર ને દુખાવો મટાડનારી દવાઓ; નબળાઇ નિવારક નિર્ગુંળી, છોકરાં થવાની ગૂટિકા, અજીર્ણનાશક ગોળી, ખાધું પચાવવાની ગોળી, નળબંધ વાયુની ગોળી, કફ, પીત્ત, તરિયો એકાંતરિયો ને ચોથિયો તથા ટાઢીઓ તાવ નાબુદ કરનારૂં ચૂર્ણ ઇત્યાદિ તરેહવાર દવાઓ, તેના મિત્ર દામા દરજીની નાનકડી લાયબ્રેરીમાંથી દવાઓ બનાવવાને લગતાં પુસ્તકો ને માસિકો વગેરે ફેંદીને બનાવી ને સ્વદેશીના વર્તમાનયુગે "શુદ્ધ દેશી દવાખાનું" એ નામના મનોહર પાટિયા સાથે આબાદ દુકાન જમાવી.

"ઝૂકતી દુનિયામાં ઝૂકાનેવાલા ચાહીએ" એ ઉક્તિ કાંઇ ખોટી નથી. "ગરીબોને મફત" દવા આપવાની જાહેરાતથી હરિયારાતનો ધંધો ધીમે ધીમે ખીલવા લાગ્યો ને દર્દીઓની ભરતી વધવા માંડી. એમ કરતાં કરતાં "ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન" જેવા નાનકડા ગામમાં હરિયાની કરકેર વાહવાહ બોલાવા માંડી. છતાં જે ગામનો પોતે વાળંદ હતો. તે ગામનો વૈદ્ય થવાથી જોઈએ તેટલી પ્રતિષ્ઠા જામતી ન હતી, તેથી તેણે મૂળ વતન છોડયું, તે સાથે મૂળ નામ છોડયું. મૂળ પરવેશ પણ છોડયો ને વાળંદના અવતારમાંથી વૈદ્ય બનેલા હરિદાસે નવા લેબાશમાં નવે ગામ, નામે "નવા ગામ" અડ્ડો જમાવ્યો.

નવાગામના શેઠ શામળશાહના એકનાએક દીકરાની ડાબી વળગી ગઇ હતી. ઘણાં દવાદારૂ થયાં ને નાણાંથેલી છૂટી મૂકી, છતાં તે કેસ કોઇનાથી સુધર્યો નહિ. ત્યારે શેઠના મુનિમે "વૈદ્યરાજ" હરિદાસને બોલાવવાની સલાહ આપી. હરિદાસને બોલાવવામાં આવ્યો. તેણે નાડી જોતો હોય એવો આબાદ ઢોંગ કર્યો, અને ગંભીર વિચારમાં પડયો હોય એમ સર્વને લાગ્યું.

"દવાનો વિચાર કરતો હશે" એમ સૌ સમજે એ સ્વાભાવિક હતું. પરંતુ ખરી વાત તો એ હતી કે

ડોકી રહી ગઇ હોય, તો તેને કેમ સુધારવી, એ વિષે તેણે કશું વાંચેલું નહિ, તેના વિચારમાં તે પડયો હતો. છેવટ હરિદાસના મુખડાપર આશાના અંકુર ફૂટતા જણાયા. તે હિંમતવાન બન્યો. ટટાર થયો, અને શેઠને કહેવા લાગ્યો:-- "મટાડું: એક જ દિવસમા ડોકનું દુઃખ દર્દ કરૂં. શું ઇનામ આપશો શેઠ?" જવાબમાં મુનિમે ખાસ્સા સો રૂપિયા આપવાનું જણાવ્યું. સાંભળીને હરિદાસનાં ફેફસાં ફૂલવા લાગ્યાં, છતાં દાણો ચાંપી જોયો--"ના : સવાસો રૂપિયાથી પાઇ પણ ઓછી નહિ લઉં! વિચાર હોય તો આવજો દવાખાને" કહીને હરિદાસે ઉઠવાનો ઢોંગ કર્યો, ભલા શેઠે સવાસોની રકમ કબૂલ કરી.

બીજે જ દિવસે પ્રયોગ અજમાવવાનો હતો. પથારીવશ શેઠના પુત્રવાળી ઓરડી બંધ કરવામાં આવી અને અંદર દેવતાની ભઠ્ઠી સળગાવી. તેમાં રાયણનું ભારે લાકડું મૂકવામાં આવ્યું. શેઠનો પુત્ર તો આવી ક્રિયા જોઇ ગભરાઇ ગયો ; પણ હરિદાસ તેને દિલાસો દેવામાં પાછો પડે તેમ ન હતો. છેવટ પેલું લાકડું બરાબર સળગ્યું, એટલે પોતે અખતરો અજમાવવા તૈયાર થયો.

હરિયો શેઠના પુત્રને તેની વળગી ગએલી ડોકે હળવે હાથ ફેરવવા લાગ્યો. ધીમે ધીમે ડોક જરા દબાવા પણ

માંડી; એટલે દર્દી બૂમ પાડવા લાગ્યો. હરિદાસે દુર્વાસાના ક્રોધને જાણે અંતરમાં દાખલ કર્યો હોય, તેવો ભાવ દર્શાવ્યો અને એકદમ ઉઠીને પેલું સળગતું લાકડું, ભઠ્ઠીમાંથી ખેંચી કહાડી, હરિદાસે દર્દીની ડોકની છેક લગોલગ એવા ગુસ્સા ને જુસ્સાથી ધર્યું, કે કાષ્ટાગ્નિનો તાપ સહન ન થતાં દર્દીએ ડોકને જોરથી બીજી બાજુ મરડી દીધી. એક કડાકો થયો ને હાડકું બેસી જવાની સાથે કેસ આબાદ સુધરી ગયો! શેઠનાં વચન મિથ્યા થાય? શેઠે તો સવાસો રૂપિયા ઉપરાંત થોડોક સિરપાવ આપીને હરિદાસને વિદાય કર્યો.

આમ ઉંટવૈદાનો પ્રભાવ આસ્તેકદમ વધતો ગયો. પણ ચડતી પછી પડતીના કુદરતી ક્રમ પ્રમાણે તેની વહુને કસુવાવડ થઇ અને મરણ પામી; એટલે હરિયો પોતાને અધોગતિમાં પડતો હોય એમ માનવા લાગ્યો. છતાં હિંમત તો ન જ હાર્યો. નવું બૈરૂં પરણવા માટે તેને તાલાવેલી થવા માંડી, અને બેવડા વેગથી તેણે કામ કરવા માંડ્યું. પ્રોતે "સબહી બન્દરકે બ્યપારી" હોય, તેમ દરેક જાતના દર્દની દવા, આંખો મીંચીને આપવા માંડી. દાખલા તરીકે વિદ્યાર્થીઓ આવીને બુદ્ધિવર્ધક ઔષધ માગે, તો વાટેલા અક્કલકરાનાં પડીકાં દઇને દસગણા દામ મેળવી લે. ખસના દર્દીને બરફ નાખેલું શીતળ પણ રંગવાળું પાણી સીસીમાં

ભરી આપે ને "તાઢા પાણીએ ખસ જાય" એ કહેવતમાં શ્રદ્ધા રાખી, તે પાણીવડે ખસવાળો ભાગ ધોતા રહેવાની સલાહ આપે. બ્હેરા માણસોને સાંભળતા કરવા ટોપરૂં ને મરી સાથે કોઇ ગેબી માત્રા તરીકે બાજરીના આટાનાં પડીકાં આપે અને "મૂડયો ગોસાંઇ અને વાટયું ઓસડ" ઓળખાય નહિ, એ નિયમ પ્રમાણે શ્રદ્ધાળુ દર્દીઓ મ્હોં માગ્યા દામ દઇ જાય. એમ કહેવામાં આવે છે, કે જો દસ્ત સાફ આવતો હોય, તો ઘણા રોગ થતા બચે, અથવા રોગને નિર્મૂળ કરવા સારૂ રેચની ખાસ જરૂર છે. હરિયો એ નિયમને વળગી રહીને મરડાથી માંડીને સંગ્રહણીથી પીડાતા દર્દીઓને સખ્તમાં સખ્ત રેચની ગોળીઓ આપતાં સંકોચાતો નહિ!

કેટલાક દર્દીઓને કુદરતી રીતે આરામ થઇ જતો; તો કેટલાક જણ આવા ઉંટવૈદાથી વધારેય પીડાતા; પણ ફી પેટીમાં પડયા પછી હરિયાને તેની શી તમા?

પરંતુ હરિયો હદમાં ન રહ્યો તેથી 'લોભે લક્ષણુ' ઉઘાડાં પડવાનો પ્રસંગેય આવી પહોંચ્યો.

હકીકત એમ બની કે ગામમાં એક તાલેવાન ગૃહસ્થને પગે પાઠું નીકળેલું; ને પગનું હાડકું સડતું હતું. હરિયાએ તે મટાડી દેવાનું બીડું ઝડપ્યું. પ્રથમ તો તેણે એ દર્દના

બળતા નામથી કુવાડનું પાઠું પગે બાંધવા માંડયું, પરંતુ તેથી તો દર્દમાં એકદમ વધારો થયો ને રસી તથા પરૂ વધારે ને વધારે વહેવા માંડયું. હરિયાને લાગ્યું, કે નસ્તર મૂકયા વિના નહિ ચાલે. હરિયાએ પોતાની પાસે વાળંદની દુકાન વેળાનાં જે કાંઇ હથિયાર હતાં, તે વડે, કલોરોફોર્મ સુંઘાડયા સિવાય જ છરી મૂકી દીધી અને તે એવી તો ધારવાળી હતી, કે ઠેઠ ધોરી નસ સુધી પહોંચી ગઇ, લોહીની તો શેડયો જ ફૂટે ! દર્દી બેહોશ બની ગયો. તેને ખાટલામાં નાખીને ઘેર આણ્યો. પણ ધનુર્વા થાયો ને બીજે દિવસે તો હમેશને માટે એ જીવલેણ દર્દમાંથી આરામ મેળવવા સારૂ સ્વધામ પહોંચી ગયો.

એ તાલેવાન ગૃહસ્થ, થાણદેવડીના કારભારીનો નિકટનો સગો હતો. કોઇ ઉંટવૈદ્યના હાથે સગાનું મરણ થએલું જાણી પોતે નવાગામ જઇ ચડયો. કારભારી એટલે દોર દમામ ને કરપ માટે તો કહેવું જ શું ? હરિદાસને ચોરે બોલાવવામાં આવ્યો. થથરતે ચરણે હરિદાસ ચોરામાં દાખલ થયો અને કારભારીએ હરિયા વાળંદને–પોતાના જૂના 'ઘરાકને–દીઠો ! હરિયાના તો હોંશકોશ ઉડી ગયા. ઉંટવૈદ્ય અન્દર દાખલ થતાં જ સહસા કારભારીથી બોલાઇ જવાયું, કે "તું તે વૈદ્ય છે કે હજામ ? મારીને સત્યાનાશ વાળી નાખ્યું !"

હરિયો એવું સમજ્યો કે કારભારી સાહેબે પોતાને, પોતાના જૂના અવતારમાં જ ઓળખી લીધો છે, એટલે હવે બચાવ કરીને છટકી શકાય એમ નથી–તેથી તેણે ગુન્હો કબૂલ કર્યો ને હરિયા વાળંદ તરીકે ઉઘાડો પડીને તેણે દયા માગી.

"કારભારી તો છક જ થઇ ગયા. "હરિયો વાળંદ ! વૈદ્ય તરીકે !"

"હા બાપજી, તમારો જૂનો ઘરાક, મને બચાવો !"

"તેં ઉંટવૈદ્યાથી નિર્દોષ માણસનું ખૂન કર્યું, તે પ્રમાણે મારાથી ન્યાયનું ખૂન નહિ થઇ શકે. તારાપર કામ ચલાવી તને યોગ્ય સજા ઠોકાવવી જ પડશે."

ત્યાર પછી તેને હાથકડી થઇ. કામ ચાલ્યું. સખ્ત કેદની સજા થઇ. હરિયો વગર ભાડાની કોટડીમાં જેલ–મ્હેલના ખેલ ખેલતાં ખેલતાં હજુય કોઇ કોઇવાર તરંગબુટ્ટા ઉડાવે છે, કે છૂટયા પછી પાછું વૈદ્ય બનવું, કે હતા તેવા હજામ જ રહેવું ?



# ભાગે ખપતી કન્યા

૧

બપોરે જમ્યા પછી, ત્રણ વાગ્યા સુધી આરામ લઇને શેઠ ઉઠયા કે તરત જ તેમની ગાદી પાસે ચઢ્યા. નાસ્તો રજુ થયાં. તેને ઇન્સાફ અપાયો અને પાનસોપારીનો મુખવાસ થયો. મુખવાસને વાગોળતાં-વાગોળતાં, મુખ્ય મુનિમે આપેલી ટપાલ વંચાઇ. તે વંચાઇ રહ્યા પછી શેઠે બગાસું ખાઇને જરા આળસ ખંખેર્યું. વખત વિચારીને તે વેળાએ મુખ્ય મુનિમે વાત કરી:–"ખોડાજીને બે દિવસની રજા જોઇએ છે." જવાબમાં, મુનિમ સામે શેઠે કરડી નજર ફેંકી. મુનિમે પ્રશ્નને ઉલટાવ્યો: "કહે છે કે ગયા વગર નહિ ચાલે; બૈરૂં મરવા પડયું છે."

"તે **એના** ગયાથી જીવશે ?" **શેઠ**નાં શબ્દતીરથી મુનિમનું અંતર ઘવાયું. તેણે નીચું **જોયું. શેઠ ફરીથી બોલ્યાઃ**–"જાણતા નથી કે શેઠાણીને દહાડા **છે ?** વારે-ઘડીએ કામકાજમાં જરૂર પડે. કહી દો ખોડાજીને, કે રજા નહિ મળે."

મુનિમ વિદાય થયો. શેઠ તકીએ જરા આડા પડવા જતા હતા, એટલામાં મકાનના દરવાજાને ખૂણેથી મોકળે મ્હોંડે રડનારનો અવાજ સંભળાયો.

બાજુપર ખોડાજી ઊભો હતો. મુનિમ માર્ફત માગેલી રજા ન મળી, તેથી હૈયું ભરાઇ આવ્યું ને તે જ રોઇ પડેલો.

"કોણ રડે છે ?" શેઠે દમામથી સવાલ કર્યો. ખોડાજી દયામણે ચ્હેરે અન્દર આવ્યો. તેણે કરગરતે મુખડે કહી નાખ્યું.–"બાપુ, બૈરીનાં દવાદારૂ સારૂ, ચડયા પગારમાંથી પાંચેક રૂપિયા દેશો ?"

"**જો** ખોડા ! રડવા–કરવાના ઢોંગ છોડી દે. છાનોમાનો નોકરી કર. મારી **આગળ** આવા ફતવા નહિ ચાલે, સમજ્યો ? રૂપિયા પગાર થયે મળશે." **શેઠ બોલ્યા..**

"**ને રજા ?" પવનથી કંપતી કદળી પેઠે ધ્રૂજતા દેહે ખોડાજીએ પૂછ્યું.**

"રજા માગતાં લાજ નથી આવતી ? પછી શેઠાણીની તહેનાતમાં કોણ ?" શેઠે કહ્યું.

ખોડાજીએ બ્રહ્માંડનો નિઃશ્વાસ નાખ્યો. તેના શરીરે પરસેવો વળ્યો. તેને આભ તૂટી પડતું લાગ્યું. છતાંય છેલ્લીવાર સઘળી ધીરજ એકઠી કરીને તેણે કહ્યું:–"બૈર ઝેરીને અન્ન લીધે અઠવાડિયું થયું. બાપડી મરવા પડી છે. છોરું તરફડતાં હશે. બે દહાડા પછી તરત પાછો આવીશ. અરેરે, મોટા શેઠ હોત તો—"

"મોટા શેઠ હોત તો ? એટલે તું કહેવા શું માગે છે ? એ તો હવે ગુજરી ગયા. તારે નોકરી મારી કરવી છે કે મોટા શેઠની ? એમની કરવી હોય તો તે ગયા છે ત્યાં તુય જા; જો પાછો !"

"માફ કરો, મારા અન્નદાતા !" ખોડાજી શેઠને પગે પડતાં બોલ્યો: "એટલી દયા કરો ને બે દહાડાની રજા આપો; બાપુ, ઘરની ખબર સાંભળીને જીવ પડીકે બંધાયો છે. જીવ ત્યાં, ને ખોળિયું અહીં—"

"મને ખબર છે; આજકાલ કામકાજમાં તારો જીવ જ નથી. સાવ બેદરકાર બની ગયો છે; જા, હવે નકામો ટકટકારો ન કર. રજા નહિ મળે." શેઠનું વજ્ર જેવું

કાળજું ન પીગળ્યું. ખોડાજીએ અંતરિયાળ ખુલ્લા આકાશ તરફ દીન દૃષ્ટિ નાખી. તેના હોઠ ફફડયા. "ભલા ભગવાન!" થોડીવાર પછી તેણે કહી દીધું:—

"ત્યારે મને પગાર ચૂકવી આપશો? હું મારૂં કેડી લઇશ."

સાંભળીને શેઠની નજર ફરી. ધનમદના ઘેનથી તેમની વાણીમાં ગુસ્સાભર્યો જુસ્સો ઉતર્યો. તેમણે મુનિમને હાંક મારી હુકમ ફરમાવ્યો:—"ખોડાજીનો થાય તે પગાર ચૂકવી આપી આજથી તેને રૂખસદ આપો." છેલ્લું ફરમાન કરીને શેઠ અન્દરના ખંડમાં ગયા.

છૂપું એક આંસુ, આંખમાં જ સૂકવી નાખી, પગાર લઇ, ખોડાજીએ જે મકાનમાં રહી વર્ષોપર્યંત વફાદારીથી ચાકરી કરી હતી, તે મકાનને છેલ્લા નમસ્કાર કર્યા ને હમેશને માટે ત્યાંથી તે વિદાય થયો.

૨

ખોડાજી વફાદારીને સોળેસોળ આના શોભાવે એવો વફાદાર ચાકર હતો. વિશ્વાસુ પણ એટલો જ. મોટા શેઠ સહકુટુંબ જાત્રાએ ગએલા, ત્યારે ઘર અથવા તમામ જોખમ તેને ભરૂસે સોંપેલું. મોટા શેઠ માટે પોતે મરી ફીટતો.

મોટા શેઠ મરી ગયા ને સર્વ સત્તા સુન્દર શેઠને મળી. પોતે જમીન–જાગીરદાર હતો. તેનો ધીરધારનો ધીકતો ધંધો ધમધોકાર ચાલતો. પૈસાવાળાને મિત્રોની કાંઇ ખોટ હોય? મોટા શેઠ ગયા એટલે ઉગતી જુવાની ભોગવતો સુન્દર, વિલાસી મિત્રોની સોબતથી કુચ્છન્દમાં પડયો ને તેવાં અપલક્ષણોની સાથે જ નીતિ, ધર્મ કે દયા એ શી વસ્તુ છે, તે ભૂલ્યો.

આજ તો સુન્દર શેઠ પીસ્તાળીસ વર્ષની ઉંમરના થયા છે. તેમને માથે ધોળા વાળ ઉગ્યા, ત્યારે ભગવાને શેઠને સારો દહાડો દેખાડયો.

શેઠની સ્ત્રીનું નામ લક્ષ્મી. લક્ષ્મીને મોડું મોડું પણ સીમંત આવ્યું ને ઘરડે ઘડપણ સુન્દર શેઠનું વાંઝિયા મ્હેણું ટળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, એટલે માતેલો સાંઢ ચોમાસું મ્હાલતો હોય તેમ સ્વચ્છન્દી શેઠ જમીનથી બે વેંત અદ્ધર ચાલવા લાગ્યા. જે તેમનો મિજાજ જાળવી જાણે નહિ, તે હડધૂત થાય. આજ ખોડાજી હડધૂત થયો.

હડધૂતપણાની તો હદ જ ન હતી. માથે છપ્પનીઓ કાળ ઝઝુમે! વર્ષાદ વિના ખેતીવાડીની ખરાબી! ભૂખના દુઃખથી લોક કાળનો કોળિયો થાય! ઘાસચારા વિના તરફડી મરતાં મૂગાં પશુ–પ્રાણીનાં ચામડાં ઉતરડી લેવાની

કેવળ ચામડીઆઓની મોસમ બેઠી હતી. સિવાય ધરતી દશે દિશાથી ખાવા ધાય! એવા સંજોગોમાં, પોતાની વહાલી વહુ ખાતર ખોડાજીએ નોકરી છોડી. તેણે પોતાની "નની"ના પ્રાણને અંગે, આવા હડહડતા કાળમાંય પૈસાને પાટુ માર્યું. મોટા શેઠની હયાતીવાળા મધુર સમય સાથે. હાલના સુન્દર શેઠના બેદરકારવાળા જાલિમ જમાનાને સંભારતો, નિઃશ્વાસ નાખતો, કકળતો ખોડાજી પોતાના વતનની વાટ વટાવતો હતો.

૩

આઘેથી પોતાની જીર્ણ ઝુંપડી જોઇને, ખોડાજીના પગ થાકેલા છતાં જલ્દી ઉપડવા લાગ્યા. દૂરદૂરથી કોઇ ભરથરી એકતારાથી જે ભજન લલકારતો હતો, તેનાથી તેને જરા બળ મળ્યું. એક સાથે બે ક્રિયાઓ થતી. ઝપાટાબંધ ઘરભેગા થવા સારૂ પોતે ઉતાવળો ચાલતો: અને ચાલતાં ચાલતાં પેલા ભરથરીનું ભજન કાન માંડીને સાંભળતો. તેણે છેલ્લું જ ચરણ સાંભળ્યું:—

"દુઃખીના દુઃખની કથા, સુખી શું સમજી શકે ?"

અને "ખરૂં કહ્યું બાપુ!" એટલા શબ્દો સહસા જ તેના મુખમાંથી નીકળી ગયા.

* *

હકીકત ખોટી નહતી. માટીથી ચણાયલી ચાર દિવાલોની મધ્યમાં, દીવેલના કોડિયામાં જે ઝીણો દીવો બળી રહ્યો હતો, તેનો મોગરો ખંખેરવાને પણ એ ગરીબના ઝુંપડે કોઇ સશક્ત નહતું; કે એ દુઃખમાં દિલાસો દઇ શકે એવોય કોઇ ખુજવાન પ્રભુભક્ત નહતો.

ભૂખના દુઃખથી ટળવળતાં ફૂલ સરખાં બે કુમળાં બાળકો, જળ વિખૂટી માછલી પેઠે, છેક હમણાં જ તરફડીઆં મારતાં મૃત્યુના મુખમાં જઇ પડયાં હતાં. બાજુપર એક આધેડ સ્ત્રી માંદગીને બિછાને સાવ શિથિલ ગાત્રોએ પડી હતી, ને તેના વક્ષઃસ્થળપર દયા, કરુણા ને વાત્સલ્ય વાંચ્છતા બે સુકોમળ હાથ, એક આઠેક વર્ષની છોકરીના પડેલા હતા. છોકરી વારંવાર તેની જનેતાના પામર મુખડા તરફ જોયા કરતી. જોઇ જોઇને ડૂસકાં ભરતી ને કદી કદી રોઇ પડતી. એ નિરાશ્રિત કન્યાને છાની રાખનાર કોઇ જ ન મળે! દીવાનું દીવેલ ખૂટયું ને 'બા-બા' કહીને બાપડીનું મ્હોં દુઃખ્યું; પણ બા હોય ત્યારે બોલેને? બાની ન્હોતી નાડી ચાલતી, ન્હોતું હૃદય ધડકતું; બાનો પ્રાણ પણ પેલાં બન્ને કુમળાં બાળકો સાથે, છપ્પનિયો કાળ ન પડે એવી દેવભૂમિ તરફ ઉડી ગયો હતો.

તેનો છેલ્લો શ્વાસ, ખોડાજીના સ્મરણ સાથે જ છૂટયો; પણ કિસ્મત! કિસ્મતે ખોડાજીનો ભેટો ન જ કરાવ્યો.

ખોડાજી મોડો પડયો. નોકરીપરથી ફારેગ થઇને તે પાછો ફર્યો, તે પહેલાં તો થનાર થઇ ચૂક્યું હતું.

ખોડાજીની સ્થિતિ " દુકાળમાં અધિક માસ " જેવી હતી. છાપનિયો : તેમાં નોકરી ગઇ : દિલાસાના બે શબ્દો વડે ઘરવાળીથી કકળતી આંતરડી જરા ઠરશે, એટલી ઝાંખી આશાના જોરે તે ઘર ભણી ઘસડાયો : પણ ઘરને તેણે સ્મશાન બનેલું દીઠું. તેના ચિત્તમાં ચ્હે ખડકાઇ. ફૂલ સરખાં બે બાળકો ને સ્ત્રી જેવી સ્ત્રી ગઇ! ખોડાજીએ હૈયું ને માથું કૂટયું. રડી રડીને આંખો ગાતી કરી. કોણ કહે કે છાના રહો ? બધે જ કાગવાસ હતું.

" ભલા ભગવાન ! " "દુઃખે સાંભરે રામ" એ ન્યાયે ખોડાજીએ નજરને નભોમંડળ ભણી ફેંકી અને આશ્વાસન-સૂચક એક શીતળ લહરી વહી ગઇ.

૪

સુન્દરશેઠને ત્યાંથી ખોડાજી ગયો ને એની જગાએ, તેની જ નાતનો માણસ માધુ નોકરીપર ચડયો: પણ તે શેઠાણીનું જાણે મોત લઇને આવ્યો હોય તેમ, ખોડાજીના ફારેગ થયા પછી ત્રીજે દિવસે લક્ષ્મીને મરેલો છોકરો સાંપડયો ને પોતે પણ સુવાવડમાં જ મરી ગયાં!

લોકને મ્હોંડે કાંઇ લગામ છે? પાડોશીઓ એમ માનતા, કે ખોડાજીનાં પગલાં ટળ્યાં તે સાથે લક્ષ્મીએ પણ પગ કર્યા. ઘરરખુ ગૃહિણી ગઇ. વાંઝિયામ્હેંણું ટાળનાર પુત્ર અવતરો-તે મરેલો! વધારામાં ખાતર પડયું ને નવો કિમતી માલ લૂંટાયો.

સુન્દર શેઠને સૌથી વધારે દુઃખ સાલતું હતું પોતાના રંડાપાનું. આટલી વયે કોણ કન્યા દે? ફરી ન પરણાય તો વંશવિસ્તાર શી રીતે થાય? ન થાય તો મુઆ પછી નામ ને નામના કેમ કાયમ રહે? શેઠની મુઝવણનો પાર ન હતો.

ખોડાજીની મુઝવણનોય પાર નહતો. રહ્યોસહ્યો જે કંઇ પગાર ચૂકતી લાવ્યો હતો, તે વડે મૃત્યુએ જડબામાં ઘાલેલ સ્ત્રી અને બે બાળકોનો અગ્નિદાહ થયો અને મરનારનાં નિમિત્તે બે પૈસા પુણ્યદાન પાછળ ખર્ચ્યાં. ખોડાજી એટલું ખર્ચીને પરવાર્યો. હવે તેના ઘરનું તળિયું સાફ થઇ ગયું હતું. ગજવામાં ઝેર ખાવાનોય પૈસો ન મળે. કમાય તો ખાય! દુકાળવાળા વર્ષમાં નવો નોકર પણ કોણ રાખે? ત્યારે કરવું શું? ગરીબને ઘેર કાંઇ તાંબા-પિત્તળનાં વાસણ હોય છે કે વેચીને દહાડા કહાડાય? માટીનાં ઠેબરાં સામું જોઇને ખોડાજીની આંખો આંસુભીની થતી. હેમાલા દહાડા કેમ કહાડવા એ પ્રશ્ન જીવન-મરણ જેટલો વિકટ થઇ પડયો.

માળામાં કિલકાર કરતાં પંખીડાં જેવો, એક સમયનો સુખી સંસાર અને હાલના હાલહવાલ! ઉભયનો એક સાથે ખયાલ આવતાં ખોડાજી જાણે ગાંડા જેવો થઇ ગયો. ફૂલ સરખાં બે બાળકો ગયાં! ભર્યાભવરણમાં અમૃતવેલ સરખી સ્ત્રી ગઇ! "વફાદાર નોકર" ની નોકરી ગઇ! ભૂતકાળનાં ભયંકર સ્મરણો કરાવતી રહી હતી એક આઠેક વર્ષની દીકરી–ફૂલી.

મહેનત–ચેતરું કરીને, દિવસભરમાં જે કાંઇ ચપટી દાણો મળે તે વડે, દુઃખી પિતા, કન્યાની બે ટંક જાળવી લેતો. એક દહાડો ફૂલીએ પૂછ્યુંઃ–

"બાપુ, મને ખવરાવો છો, પણ તમને તો ખાતી દેખતી નથી!"

નિર્દોષ પ્રશ્ન સાંભળીને ખોડાજીનું હૈયું ભરાઇ આવ્યું. તેણે ખમીર ખમીને, ગળે ઉતરે એવો ઉત્તર આપ્યોઃ–

"બેટા, દીકરી! મારી કાળજી તારે ના કરવી. હું તો ચોરે જાઉં છું, ત્યાં જ ખાતો આવું છું."

આઠ વર્ષનું ગભરૂ બાળક શું સમજે, કે બાપુને લાગટ ત્રણ દિવસના કડાકા છે!

પણ પ્રખર ઉન્હાળામાંય શીતળ લહરી વાય છે ને તપ્ત તનને ઠંડક વળે છે; ખોડાજીને તેવો અનુભવ પણ

થયો. એક દિવસ ચણા ફાકી, પાણી પી, કચરીઆમાં ગડાકુ ભરી, ઢાળિયો ઢાળીને ખોડાજી બેઠો હતો ને દુઃખ ભૂલાવતી દીકરી તેની સોડયમાં લપ્પાતી લાડગેલ કરતી હતી, તે વખતે એ ભૂખ–દુઃખથી કંટાળેલા ખોડાજીએ. સ્હામેથી "ભગવાન" આવતા દીઠા !

કાઠિયાવાડી ફેંટો ! બગલાની પાંખ જેવું અંગરખું; કસબી ખેસ: ચેડ–ચેડ બોલતાં, ચાંચવાળાં પગરખાં; એવા પોષાકમાં સજ્જ થઇને, એક ગૃહસ્થ દીનહીન બહુત ખોડાજીને ઝુંપડે આવી પહોંચ્યો. તેણે વ્હાલસોયા શબ્દોથી, ને ભરૂંસો પડે એવા ભાવથી ખોડાજીને હકીકત સમજાવવા માંડી, કે નડીઆદમાં અનાથાશ્રમ ઉઘડયું છે, ત્યાં અનાથ બાળકોને ઉછેરાય છે ને પળાય છે; એવાં નિરાધાર બાળકોને જો તેમના માબાપની મરજી હોય તો અમે શોધી શોધીને આશ્રમમાં લઇ જઇએ છીએ અને છોકરૂં મોટું થશે, માબાપ માગે ત્યારે સહીસલામત પાછું સોંપીએ છીએ. સાંભળ્યું કે તમારે એક કન્યા છે. કહો તો કન્યાને આશ્રમમાં રાખું. સરકારે રિલિફ વર્કસ્ ખોલ્યાં છે, ત્યાં તમે કામે વળગો."

ઉપરાંત કામચલાઉ રાજી માટે, ઉદાર ગૃહસ્થે ખોડાજીને બસો રૂપિયા બક્ષીસ કર્યાં.

કટોકટીના મુશ્કેલ મામલામાં કેવી અણધારી મદદ ! ખોડાજીએ અનાથના નાથ—હજાર હાથના ધણીનો મૂંગો આભાર માન્યો. ગૃહસ્થને ભગવાનપ્રેર્યો ભક્ત માન્યો ને ભરાઇ આવતે હૈયે, છોકરીને છાતીએથી છૂટી કરી. સજળ નયણે પેલા ગૃહસ્થને, સૂર્યચંદ્રની સાક્ષીએ ફુલ જેવી ફૂલી સોંપાઇ. તે વેળાનું છોકરીનું હૈયાફાટ રૂદન, પત્થરને પણ પીગળાવી દે એવું હતું ; ખોડાજીએ વત્સલતાથી ઉભરાતું પોતાનું મીણ જેવું રાંક હૃદય, સંજોગવશ થઇને વજ્ર જેવું કઠિન કીધું. કન્યાની હાથ-આંગળી પકડી, ખોડાજીને દિલાસાના બે શબ્દો સંભળાવી ગૃહસ્થ ત્યાંથી પાછો ફર્યો અને તે વખતે પ્રચંડ વંટોળિયો વાયો. વંટોળિયાનેય વીંધીને, દેખાય ત્યાં સુધી ફૂલીને દૂર દૂર સુધી ખોડાજી જોઇ રહ્યો. આખરે ફૂલી દષ્ટિબહાર થઇ ને ખોડાજીને સમસ્ત સૃષ્ટિ સ્મશાનસૂતી લાગવા માંડી.

૫

એ વાતને પાંચ વર્ષનાં વ્હાણાં વહી ગયાં. છપ્પનિયો તેનાં દુઃખદ સ્મરણો મૂકીને અલોપ થયો ને પછીના વર્ષમાં સર્વત્ર લીલાલ્હેર હતી. વરસાદ મ્હોં માગ્યો વરસતો. સોંઘવારી સારી હતી. હમણાં વળી વસંત બેઠી હતી, એટલે કુદરતે નવપલ્લવિત નીલમલીલા વાઘા સજ્યા હતા. ફૂલડેફૂલડે ફોરમ ફોરતી. સૃષ્ટિ રળિયામણી લાગતી. ખેતીવાડીનાં ક્ષેત્રો

હરિયાળાં લાગતાં. બુલબુલ કોયલના કલરવથી સંસારભરમાં રસકલ્લોલ જામતો.

દુકાળ ગયો ને સુકાળ થયો; બધું ખરૂં, પણ રંડાયલા સુન્દર શેઠ મંડાય નહિ, ત્યાં સુધી તેમને કયાંથી ચેન પડે ? સુન્દર શેઠ જાણતા હતા કે નાતમાં કન્યાઓનો કાળ છે; તે કેમ ટળે ? કન્યા મળ્યા વગર શેઠના જીવનમાં વસંત શી રીતે કોરે ? ત્યારે કન્યાઓના કાળવાળા સંજોગોમાં પીસ્તાળીસ વર્ષના બીજવરને કન્યા પણ કોણ દે ? એટલે આસપાસના દરેક સંજોગનો કયાસ કરીને, સુન્દર શેઠે ભાણેખપતી કન્યા આણવાનું નક્કી કર્યું.

સુન્દર શેઠની જાહોજલાલીવાળી પરિસ્થિતિએ પલટો ખાધો હતો. એટલે તેમના જૂના દોસ્તદારો પણ હવે પલટાઇ ગયા હતા. કન્યા આણવાના કામમાં ખરા જીગરથી પોતાનો સ્હાયક થનાર કોઈ હોય એવું શેઠને લાગ્યું નહિ. હાથમાં લીધેલું કાર્ય હરકોઇ ભોગે પાર ઉતારી આપનાર એક ખોડાજી હતો. શેઠને તેની વફાદારી સાંભરી. હવે જ ખોડાજીની ખોટ શેઠને સાલવા લાગી. મ્હાજને ખોડાજીને ગામ મોકલ્યો; પણ વીલે મ્હોંડે તે પાછો આવ્યો. તેણે સુન્દર શેઠને સમાચાર કહ્યા, કે ખોડાજીનું ઝુંપડું ખંડિયર હાલતમાં, લગભગ જમીનદોસ્ત થઇ પડેલું છે. પડોસીને પૂછતાં એમ કહેવામાં આવ્યું, કે ફૂલીને અનાથાશ્રમમાં

મોકલ્યા પછી ખોડાજી અહીંથી ક્યાં જતો રહ્યો છે, તેના ખબર નથી !

"બો શો છે ? ખોડાજી નથી તો હું એનાથી જાઉં એવો છું ? શેઠસાબ, થાઓ તૈયારઃ આપણે બે આખી દુનિયાંને પહોંચી વળીશું."

માધુએ સુન્દર શેઠને હિંમત આપી. સુન્દર શેઠ શુભ ચોઘડિયે બહારગામ ઉપડયા. મદ્રાસભણીથી કન્યા મળે એમ હતું; ત્યાં જઇ આવ્યા. "વર મોટો" પડયો. પાછા આવ્યા. દક્ષિણનાં ગામડાં ખૂંદી વળ્યા. પત્તો ન લાગ્યો. હતાશ નહિ થતાં પ્રવૃત્તિ ચાલુ રાખી. કાઠિયાવાડ ઉપડયાઃ અને પ્રયત્નને શી વસ્તુ અસાધ્ય છે ? સાયલાથી એક મનગમતી કન્યાની શોધ લાધી.

અને વસંતઋતુનો સુગન્ધભર્યો શીતળ વાયુ, સુન્દર શેઠને હવે હુંફાળ લાગવા માંડયો.

૬

સાયલામાં ભાણજી નામનો એક શ્રીમાળી વણિક હતો. તેને તેરેક વર્ષની કન્યા હતી. કન્યા ફૂટડી હતી, સાધારણ લખી-વાચી જાણે એટલી ભણેલી હતી ને ઘરકામમાં ચાલાક ને કુશળ હતી. કન્યાને જોઇને સુન્દરશેઠનું દિલ ઠર્યું; એટલે શેઠ અને ભાણજી વચ્ચે સોદાની ભાંજગડ

ચાલી. ભાણજીએ સાફસાફ સુણાવી દીધું, કે "કન્યા તો નર્યો હીરો છે. એને પાણી પોષી, ઉછેરીને મોટી કરતાં કેટલું વેઠવું પડયું હશે? એ હીરાને પૂરા દસ હજાર કલદાર લઈને જ વટાવવાનો છે."

"ઘર ઉઘાડું રહેશે તો બધું આવી મળશે. રળાશે ને ખવાશે. આવું રૂડું કન્યા રતન તો જવા દેવું જ ના." માધુએ શેઠને સલાહ આપી.

શેઠે સ્વલ્પકાળ વિચાર કર્યો. વિચારમાં ને વિચારમાં ઘરનો ઓરડો તપાસ્યો. તળિયું સાફ જણાયું; પણ જમીન ને દરદાગીના ઠીક ઠીક હતા તે પર શેઠે મદાર બાંધી; દસ હજાર રૂપિયા દઈને શેઠ કન્યા લેવા તૈયાર થયા.

પણ ભાણજી તો એમ સમજતો હતો કે સગાઈ માધુ સાથે થવાની હશે, ને શેઠ તો તેની સાથે આવ્યા હશે; પોતે પીસ્તાળીસ વર્ષના બીજવરને કન્યા દેવા નારાજ હતો.

ભાણજીએ તક જોઈને તીર છોડયું હોય કે ગમે તેમ હોય; શેઠે સમય વિચારીને ફેરવી તોળ્યું. હા માં હા ભેળવીઃ "માધુ મારો ભાઇ થાય. તેને વાસ્તે જ હું આવેલો છું" સુન્દર શેઠે ભાણજીનું મન મનાવ્યું.

કામચલાઉ વર માધુ ઠર્યો, લખ્યાં થયાં. લગ્ન પતે કે તરત દસહજાર રૂપિયા રોકડા—કલદાર ભાણજીને મળે, એવો દસ્તાવેજ થયો અને આ રીતે સસરા—જમાઇની નવો સગાઇ બંધાઇ.

અક્ષયતૃતિયાને દિવસે લગ્ન ઠર્યાં. બપોરે કંસાર ને ઉપર ઘી જમી, મુખવાસ લઇ, મેડાપર જરા આરામ લેવા બંણે જણ સૂતા. કલાકેક સૂતા પછી ઉઠયા ત્યારે ભાણજીની વહુએ ચહા મૂકી. ચાર વાગે ઉપડતી ગાડીમાં સુન્દર શેઠ અને માધુને પાછા ફરવાનું હતું: એટલે વાતો કરવાનો હવે વધુ વખત ન હતો. તેથી છેલ્લી પણ મુદ્દાની વાત ભાણજીની વહુએ છેડી: " જુઓ શેઠ, તમે તો બધું સમજી શકો એમ છો. નાત રહી ભૂંડી અને નિંદાખોર. નાત કોઇનું ભલું થતું સાંખી શકતી નથી. તમે તો ઘેર જઇને નિરાંતે બેસશો; પણ પરએકડામાં કન્યા કહાડીએ છીએ, તેથી નાત અમને તો ફોલી ખાવાની. "

" વાત તો ખરી છે. " ભાણજીએ ટાપસી પૂરી. " જો હરકત ન હોય, તો લગ્ન ડાકોરમાં રાખીએ. "

સુન્દર શેઠને એમાં વાંધો ન જણાયો. લગ્નની તિથિ અક્ષયતૃતિયાની ને સ્થળ ડાકોરઃ દસહજાર રૂપિયા ત્યાં લેતા આવવાનાઃ ખાસ ધામધૂમ કશી જ નહિ. ગોર

ભાણુજીનો હાજર રહે; તે વર-કન્યાને પરણાવી દે. એટલું ચોક્કસ થયું ને શેઠ-નોકર વિદાય થયા-જે વખતે, તેમની પછવાડે ભાણુજીએ ભેદી અટ્ટહાસ્યથી દિગન્તને ગજવી મૂકી.

૭

**વા**ગતું વાગતું તોરણે આવ્યું. અક્ષયતૃતિયા એટલે અનિરુદ્ધનાં ઉષા સાથે થએલાં લગ્નનો યાદગાર દિવસ. તે દિવસે ડાકોરના રામબાગમાં ગંભીરતાભરી, ધીમી ધામધૂમ ચાલી રહી હતી. અનિરુદ્ધે પુરૂષાર્થવડે ઓખાને અપનાવી હતી. સુન્દર શેઠને એવાં પરાક્રમની જરૂર ન હતી. દામ દીધા એટલે પરણેતર પતી ગયું.

લગ્ન પવિત્ર હો કે નાપાક; વર મરો કે કન્યા; ગોરનું તરભાણું ભરાય એટલે પત્યું. **अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति।** શ્લોકના એ પહેલા જ ચરણના હિમાયતી ગોરે ''સમય વર્તે સાવધાન'' થઇને, 'વર કન્યા સાવધાન'' કીધાં. સુન્દર શેઠને બદલે ભાડુતી વર તરીકે માણુવેરે કન્યા વરી, અને શેઠે હવે હા......શ કહીને નિરાંતનો શ્વાસ લીધો.

ભાણુજીને દસે હજાર રૂપિયા ભરપાઇ થયા. ડાકોરથી ચાર વાગે ગાડી ઉપડતી હતી. સમયસર સૌ સ્ટેશનપર જવા સજ્જ થયા. ત્યારે કન્યાને વળાવવાનું મુહૂર્ત પૂછાયું.

ગોરે ટીપણું કહાડયું. બારીકાઇથી જોયું. જોઇને ગંભીરપણે કહ્યું: ગુરુવારે સામો કાળ છે: ને આવતી કાલથી પંચક બેસે છે. પંચક ઉતર્યા પછી જ કન્યા સાસરે જઇ શકે."

"હશે; પાંચ દિવસ તો પલકારામાં પસાર થશે." ભાણુજીએ સમજણ પાડી. સુન્દર શેઠે મન વાળ્યું. સૌ સ્ટેશનપર ગયા. ગાડી ઉપડવાની તૈયારી હતી. ટીકીટો લઇને બેઠા ને તરત જ ગાડી ઉપડી. આણંદથી ગાડી બદલાતી હતી. આણુંદ આવ્યું. સુન્દર શેઠ ને માધુ, "જે ગોપાળ" કહી, ભાણુજીથી છૂટા પડી, બીજી ગાડીમાં ચડી બેઠા. હરખ તો માય નહિ!

ભાણુજીવાળી ગાડી ઉપડતી હતી–વ્હિસલ થઇ, ગાડીએ જરા ગતિ કરી, સ્હેજ વેગ વધતો હતો, એટલામાં પ્લેટફોર્મપર કારમી ચીસ સંભળાઇ. ભાણુજીવાળા ડબ્બામાં એ ચીસ પાડનારનાં બે ચક્ષુ કેટલીયવાર સુધી કરી રહ્યાં, પણ પ્રવૃત્તિમસ્ત જમાનામાં, ગાડીના ધમધમાટમાં, એ કારમી ચીસેય કયાંય હવા સાથે વિલય થઇ ગઇ.

૮

"નાહી ધોઇને" પરણવા ગએલા સુન્દર શેઠ ઘરભેગા થયા ને વગર ખર્ચે માધુએ લગ્નનો લ્હાવો લીધો. પીસ્તાળીસ વર્ષે સુન્દર શેઠના ફરી પરણ્યાની વાત ઉઘાડી પડી ને લોકને એ જ એક ચર્ચાનો વિષય થઇ પડયો.

પરણીને પાછા ફર્યા પછી ત્રીજે દિવસે સુન્દર શેઠને ત્યાં પત્ર આવ્યો. તે ભાણુજીને હાથે લખાયલો હતો. "પંચક ઉતરે કે તરત કન્યાને તેડવા મોકલશો" એવું લખ્યું હશે, એ આશાએ, છાતીના વધતા જતા ધબકારા સાથે પરબીડીઉં ફોડયું, અને વાચીને શેઠ ઠંડાગાર થઇ ગયા! તેમાં લખ્યું હતું કેઃ "કન્યાની માએ તેની આકરી બાધાની વાત મને હમણાં જ કરી. શ્રીજી પગે લગાડી આવ્યા વગર દીકરીને સાસરે વળાવીએ તો દેવનું કુડું પડેઃ શું કરીએ? બૈરાં બહુ વ્હેમી હોય છે. હશે, ફીકર કરશો નહિ. આજે જ અમે ત્રણે જણ શ્રીજી જઇએ છીએ. પછી પહોંચ્યાનો કુશળપત્ર લખીશું."

"ઠીક ભાઇ," લમણે હાથ દઇ, આટલા ઉદ્‌ગાર સાથે સુન્દર શેઠ શાંત થયા. શ્રીજીથી પત્ર આવ્યો. કાર્ડ જ હતું. "સહીસલામત પહોંચ્યા છીએ અને સાંજના કાંકરોલી જઇશું." એટલું જ લખાણુ!

કાંકરોલીથી કાગળ આવ્યો. ત્યાંના રાયસાગરનું વર્ણન, શ્રીજીના લાલબાગનું વર્ણન, મહાપ્રસાદની મીઠાશ ને સમાસમાનાં દેવનાં દર્શનની લીલા વગેરેથી ખાસ્સા બે નોટપેપર ભરાયલા હતા. છેવટ તાજા કલમમાં એક લીંટી લખી હતી કેઃ "ભેગેભેગા ગોકુળ–મથુરા જઇ આવવાનું ઠરાવ્યું છે. ત્યાંથી વતન તરફ સીધા પાછા ફરશું."

ગોકુળ-મથુરાથી છેલ્લો પત્ર મળ્યો. તેમાં સુન્દર શેઠને ઘણાઘણા આગ્રહપૂર્વક ભાણજીએ લખ્યું હતું, કે "આજે જ વતન જઇએ છીએ. સોમવારે સાયલે આવીને કન્યાને તેડી જજો; પણ એકલા નહિ આવતા. બેચાર સગા-વ્હાલાને લેતા આવજો. એક દહાડો આનન્દ કરીશું. જાત્રાએથી આવીએ છીએ વાસ્તે કીર્ત્તન કરાવવાનાં છે. ઓચ્છવ થશે ને ઠાકોરજીને મહાપ્રસાદ ધરાવવા નિમિત્તે બ્રહ્મભોજન થનાર છે."

હવે જ સુન્દર શેઠના જીવમાં જીવ આવ્યો. સોમવારે પહેલી ગાડીમાં માધુ ઉપરાંત પોતાના જૂના દોસ્તદારોમાંથી પાંચેક જણને તેડી પોતે સાયલા જવા ઉપડયા. રસ્તાના વિનોદનું ને ખર્ચનું તો પૂછો જ મા! સુન્દર શેઠનાં (કે માધુનાં ?) નવાં શેઠાણી આજે આવવાનાં હતાં ને ?

સાજનિયું સાયલા પહોંચ્યું. ઘણી તપાસ કરી, પણ સ્ટેશનપર કોઇને સ્હામા આવેલા ન દીઠા. "ચૂકી ગયા હશે." કહી મન વાળ્યું.

ભાણજી જે ગલીમાં રહેતો હતો, તે સ્થળે સૌ આવી પહોંચ્યા. ઘર ઉઘાડું જ હતું. આંગણામાં એક બાળક રમતું હતું ને હિંચકાપર, સોનેરી ફ્રેઇમવાળાં ચશ્માં ચડાવી, પગને ઝૂલતા રાખી, હાથમાં ક્રોનિકલ લઇ તેને

ધ્યાનપૂર્વક વાચતો કોઇ અધિકારી જેવો બેઠો હતો. " મહેમાન હશે " એમ સમજીને સુન્દર શેઠે, માધુને જમાઇ-પણાના અધિકાર પૂર્વક આગળ કર્યો. માધુ ઉમરો ઓળંગી અન્દર દાખલ થયો. પછવાડે બીજા પણ જતા હતા, એટલામાં પેલા અધિકારીની, આ સાજનિયા તરફ નજર પડી: "ક્યાંથી આવો છો ? કોણ છો ? શું છે આટલા બધાને ? " " મહેમાન "નાં ઉપરાછાપરી, એકસામટાં ત્રણ શબ્દતીર છૂટતાની સાથે જ સાજનમંડળ, આગળ વધતાં થંભી ગયું.

" ભાણજીભાઇ ક્યાં છે ? " સુન્દર શેઠે ઢીલા થતા ધોતરને જરા સખ્ત કરી, કાળજાને કઠિન્ બનાવીને પૂછયું.

" કોણ, જૂનો ભાહુઆત ? એ તો ખાલી કરીને ક્યાંય ચાલ્યો ગયો છે ! "

અધિકારીનો આવો સાવ સાદો ઉત્તર, આભમાંથી તૂટી પડતી વીજળી જેવા અનુભવતા, લેવાયલાં મ્હોં સાથે સાયલાથી સૌ પાછા ફર્યાં.

૯

ફોજદારી અદાલતમાં આજ વિશ્વાસઘાતની ફરિ-યાદનો મુકદમો ચાલતો હતો. એટલા માણસો હતા, કે ઊભા રહેવાની જગ્યા ન હતી.

છૂપી પોલિસ ખાતાનો ઇન્સ્પેકટર, મેજીસ્ટ્રેટને મુકદ્દમાની વિગતો સમજાવતો હતો. શરૂઆતનો સઘળો વૃત્તાન્ત સંભળાવ્યા પછી તેણે જણાવ્યું:–"પરીણિત કન્યાને તેડવા સારૂ સુન્દર શેઠ સાયલા ગયા, ત્યારે જ ભાણુજીની ઠગાઇ ઉઘાડી પડી. પોતે જાત્રાનું બાનું બતાવી, સાયલા છોડીને અજાણ્યા સ્થળે જઇ વસેલો. તીર્થસ્થળોને નામે સુન્દર શેઠપર જે પત્રો આવેલા, તે નામદાર સમક્ષ રજુ કરૂં છું. તેનાપરની ટપાલની જે જે છાપ પડેલી છે, તે કાંઇક અસ્પષ્ટ રીતે વંચાય છે; એમાંનો એક પણ પત્ર, શ્રીજી, કાંકરોલી કે ગોકુળ–મથુરાથી લખાયલો લાગતો નથી. સુન્દર શેઠ એટલો ભોળો ખરો, કે પત્રોપરની છાપ જોવાની તેણે તક લીધેલી નહિ.

"સાયલાથી જ્યારે ખબર મળી, કે ભાડુઆત ભાણુજી ત્યાંથી અજાણ્યા સ્થળે ઉપડી ગએલો છે, ત્યારે સુન્દર શેઠના હાથ હેઠા પડ્યા, અને પોતાને ત્યાં પાછા આવ્યા પછી એ સઘળો 'કેસ' અમને સાંપ્યો.

"અમે પ્રસિદ્ધ વર્તમાનપત્રોમાં "કન્યા જોઇએ છે" એ મથાળા હેઠળ આકર્ષક જાહેરાત છપાવી. તે પરથી સિદ્ધપુરના કાનજીભાઇ નામના ગૃહસ્થે ખાનગી પત્રવ્યવહાર કર્યો. તેની દરેક શરત અમે સ્વીકારી અને

કન્યાનો ફોટો માગ્યો. તે મળ્યો, તે જ દિવસે પોલિસ ટુકડી સાથે અમે સિદ્ધપુર જઇ ચઢયા. આ નગ્ન સેવકે શુદ્ધ ગુજરાતી વાણીઆનો પોષાક પહેર્યો હતો ને વર તરીકે વીસ વર્ષના એક નવ-યુવકને લીધો હતો. પોલિસને આસપાસ ફરતી રાખી હતી. સિદ્ધપુરમાં કાનજીભાઇનું મકાન શોધી કહાડયું. મળ્યા. વરને જોઇ કાનજીભાઇનું કાળજું ઠર્યું ને કન્યાને જોઇને–"

આ વાક્ય બોલાતું હતું તે વખતે આખી અદાલતમાં હસાહસ થઇ રહી. ઇન્સ્પેકટરે આગળ ચલાવ્યું:—

"લાગલું જ લગ્ન ઠરાવ્યું. કન્યાનો સોદો સાત હજારમાં થયો હતો. સાતેય હજારની સાત નોટો કાનજી ભાઇને, લગ્ન પહેલાં જ ગણી આપી. એટલે તેમને કોઠે ટાઢો થયો. લગ્ન માટે ડાકોરનું સ્થળ પસંદ થએલું: એટલે અમે ડાકોર જવા ઉપડયા. વચમાં જ અમદાવાદ આવે છે. અમદાવાદ ગાડી બદલવા અમે ઉતર્યા કે તરત પોલિસ પાર્ટિએ કાનજી ઉર્ફે, જોતામાં રહેલા આ બાણુજીને હાથકડી કરી.

જે ફોટો મને મળેલો, તે પણ રજુ કરું છું. બાણુજીને પડખે ખડી રહેલી કન્યાનો જ એ ફોટો છે, એવી નામદારને ખાતરી થયા સિવાય નહિ રહે.

"ઠગાયલો સુન્દર શેઠ હાજર થઇ શકે એવી સ્થિતિમાં નહિ હોવાથી—"

"કેમ ?" મેજીસ્ટ્રેટે પૂછ્યું.

"મરણપથારીએ પડયો છે." ઇન્સ્પેક્ટરે ખુલાસો કરતાં જણાવ્યું: "દસ હજાર રૂપિયા ગયા ને કન્યા ગઇ, સાથે આબરૂપર પાણી ફરી વળ્યું, તેથી શેઠના હૃદયને જબ્બર આઘાત પહોંચ્યો. તે બિમાર પડયો. બીમારીમાંથી ક્ષય લાગુ પડયો અને ક્ષય જીવલેણ નિવડે એમ લાગે છે. એટલે તેની પથારી આગળ જઇ, જે જુબાની લીધેલી, તે આ સાથે રજુ કરું છું".

"તપાસપરથી વિશેષ એવી પણ ખાતરી થઇ, કે જે સ્ત્રીને પોતાની વહુ તરીકે ઓળખાવે છે, તે ભાણજીની પરીણિત સ્ત્રી નથી, પણ રખાત છે અને કન્યાને પૂછતાં એમ માલમ પડયું છે કે પોતે કોઇ ખેડૂતકન્યા છે ને આશ્રમમાં મૂકવાની મિષે ભાણજીએ તેનું અપહરણ કરેલું."

"નાણાંની ટંકશાળ ઉઘાડવા ?"

મેજીસ્ટ્રેટે ભાણજી તરફ નજર કરીને પૂછ્યું.

ઇન્સ્પેક્ટરના બેઠા પછી ભાણજીને બચાવમાં કાંઇ કહેવું હોય તો—

મેજીસ્ટ્રેટ ભાણજીને ખુલાસો સંભળાવવાની તક આપે તે પહેલાં તો મનમોહન વકીલ, પોતાના ઘર–ચાકર

સાથે અદાલતમાં દાખલ થયા.

—અને તરત જ પેલી કન્યા તે તરફ દોડી ગઇ : અને " એ મારા બાપુ, કસાઈથી મને બચાવો" કહીને મનમોહન વકીલના ચાકરની કોટે વળગી પડી.

૧૦

*સબળ પુરાવાને ધ્યાનમાં લઇ, વિશ્વાસઘાત ઉપરાંત કન્યાનું અપહરણ કરવાના ડબલ ગુન્હાસર મેજીસ્ટ્રેટે ભાણજીને ત્રણ વર્ષ સખ્ત કેદની સજા ઠોકી.

માધુ એક જ નાતનો હતો, તેથી ખોડાજીની સંમતિથી ખરી રીતે માધુ સાથે ફૂલીનું થએલું લગ્ન મેજીસ્ટ્રેટે કાયદેસર ઠરાવી કાયમ રાખ્યું.

ત્રણ વર્ષની સખ્ત કેદ ઉપરાંત ભાણજીનો થએલો પાંચ હજાર રૂપિયાનો દંડ ખોડાજીને ભરપાઇ કરવાનું અદાલતે ફરમાન કર્યું.

ખોડાજીએ પોતાનું શેષ-જીવન, સ્વામીનારાયણ સમ્પ્રદાયમાં, સાધુ સ્વરૂપે ગાળવાનું ઠરાવી, પોતાને દંડની મળેલી રકમ કન્યાને કૃષ્ણાર્પણ કરી.

' ફૂલી ' હવે ફૂલકુમારી થઇ ને ' માધુ ' મધુકરને નામે ઓળખાતો થયો.

સંસારત્યાગ પૂર્વે પોતાના જૂના શેઠને સલામ કરી આવવા, ખેડાજીનું ખાનદાન દિલ તલપી રહ્યું. મધુકર, ફૂલકુમારી ને ખેડાજી ત્રણેય સુન્દર શેઠને ત્યાં ગયાં.

ચાલતાં ચાલતાં રસ્તામાં વાતચીત થઇ.

અચાનક અદાલતમાં ખેડાજી એક વકીલ સાથે શી રીતે આવી ચડયો એ જાણવાની જીજ્ઞાસા જમાઇ અને પુત્રીને એકસાથે ક્યારની થએલી. ખેડાજીએ ખુલાસો કર્યો. સુન્દર શેઠને ત્યાંથી ફારેગ થયા પછી ભાણજી કેવી રીતે કન્યાને ઉપાડી ગયો તે સઘળું કહ્યા પછી તેણે બાકીનો વૃત્તાન્ત સંક્ષેપમાં આ પ્રમાણે સમજાવ્યો:—" ફૂલીને લઇ ગયા પછી મને ઘડીવાર ગોઠતું નહિ. અઢવાડિયું તો વલોપાતમાં કહાડયું. પછી ના રહેવાયું. નડીઆદ ગયો. આશ્રમમાં તજવીજ કરી. દગો જણાયો ને ત્યારથી ગાંડા જેવો થઇ ગયો. એ જ વખતે, મારી સાથે અદાલતમાં આવેલા મનમોહન વકીલ, આશ્રમની મુલાકાતે આવેલા. સંતાન-વત્સલતા જોઇ તેમને મારી દયા આવી. હરકોઇ પ્રયત્ને ફૂલીનો ભેટો કરાવી આપવાનું કહી તે દયાળુ સજ્જને મને પાંખમાં લીધો. ઘરકામ ખાતે તેમને ત્યાં હું નોકર રહ્યો. વકીલ સાહેબે વર્તમાનપત્રોમાં જાહેરખબર વાચી; પ્રયાસ-તપાસ તો ચાલુ જ હતાં. દરમિયાન વકીલ

સાથે હું એકવાર આણુંદ ગએલો; ફ્રીને લઇને કોઇને ગાડીમાં બેઠેલા મેં દીઠા. પણ ગાડી ઉપડી ગઇ, ને બરાબર ચોકસાઇ ન થઇ શકી. વકીલસાહેબને મેં વાત કરી. તેમણે કેવીએ તજવીજ ચલાવી, કે આખરે ખરી ભાળ લાધી, ને મુદતને દિવસે મને અદાલતમાં તેડી આણી મારી વહાલી દીકરીનો ભેટો કરાવ્યો."

"ભગવાન એમનું ભલું કરે." ત્રણેના મુખમાંથી, વકીલ માટે આશીર્વાદનો ઉદ્દગાર નીકળ્યો.

વાતોમાં રસ્તો જણાયો નહિ. સુન્દર શેઠનું મકાન આવી પહોંચ્યું: પણ તેઓના મેળાપ સુધી શેઠનો જીવ થોભેલો નહિ. સુન્દર શેઠનો છેલ્લો શ્વાસ કલાક પહેલાં નીકળી ગયો હતો.

સુન્દરશેઠને ખોરી બાળવામાં આવ્યા. તેમના અવસાન માટે ધરતી માતાએ આંસુનું એક પણ બિન્દુ પાડ્યું નહિ. કલરવતાં પંખીડાંએ શોક પાળ્યો નહિ. પ્રફુલ્લ ફુલડાંનાં વદન વીલાયાં નહિ. કોઇ કવિએ કરુણપ્રશસ્તિ રચી ના. કુદરત પોતાના નિયમીત ક્રમે પસાર થાય છે.



## બાળવિનોદ

ગામમાં જીવરામ મ્હેતાની વાહવાહ બહુ બોલાતી. મ્હેતાજી બહુ હુંશિયાર! ભણતા વિદ્યાર્થીઓ પણ બડા ચબરાક-પોપટ જેવા!

એ ગામડી નિશાળનાં વખાણ થતાં સાંભળીને એક દહાડો ત્યાં જવાનું મને મન થયું. હું ગયો ત્યારે મ્હેતાજી વિદ્યાર્થીઓને પાઠ ભણાવવાની તૈયારીમાં હતા.

મ્હેતાજીઃ—ગઇકાલનો પાઠ ક્યાંથી અધૂરો છે,ચિમન બોલે.

ચિમનઃ—અહીંથી, સાહેબ! (ચિમને ચોપડી ઉઘાડીને બતાવ્યું.)

મ્હેતાજી (ચીડાઇને):—બોલ્યાઃ "અહીંથી, સાહેબ!" પૈસાનો અક્કલગરો લાવીને ખા કે અક્કલ આવે. હું એમ પૂછું છું કે ગઇકાલનો પાઠ કયા વિષયથી બાકી રહ્યો છે? (મ્હેતાજીએ ચિમનના નંબરથી અનુક્રમે આંગળી ફેરવવા માંડી. તે ફરતી ફરતી ચન્દુના નંબર સુધી આવી, એટલે ચન્દુ બોલી ઉઠયો)

ચંદુઃ—સાહેબ 'વિષય' એટલે?

મ્હેતાજી (દીવેલ પીધા જેવું મ્હોં કરીને):— કપાળ તારૂં (ચંદુ ચાલાક હતો. તેણે તરત જ પોતાની નોટમાં લખી લીધું:—"વિષય એટલે કપાળ તારૂં."

મ્હેતાજીએ આખા વર્ગમાં પોતાના જમણા હાથની અંગુઠા પાસેની આંગળી ફેરવી, પણ પાઠ કયાંથી અધૂરો છે, તે કોઇ પણ વિદ્યાર્થી કહી શકયો ના. થાકીને મ્હેતાજીએ બધા સામે કરડી નજર કરીને કહ્યું):—સાંભળો, ગઇકાલે આપણે વખત સમ્બન્ધી વિચાર કરતા હતા, પાઠ ત્યાંથી અધૂરો છે; કેમ કનુ ?

કનુઃ—( પોતાની બેઠકપર સાવધ થઇને ) :—સારૂં સાહેબ !

મ્હેતાજી ( ગુસ્સાના આવેશમાં ):—સુઆ તારા સાહેબ; પૂછું છું શું ને બોલે છે શું ? મૂરખ જેવો ! ! ચાલો, બધા ધ્યાન દઇને હવે પૂછું તેનો જવાબ આપો. આપણો પાઠ ' વખત 'ના વિચારથી બાકી છે. બોલો; વખત કેવો છે ?

" બહુ બારીક છે, સાહેબ ! "

( કનુની પછીના નંબરવાળા મનુએ જવાબ આપ્યો. તેને મ્હેતાજી ઠપકો આપવા જતા હતા, એટલામાં ચિનુએ મ્હેતાજીને ફરિયાદ કરી. )

ચિનુઃ—મનુને કેવી કટેવ પડી છે; સાહેબ ?' બારીક, જેવા અઘરા શબ્દો અમને શી રીતે આવડે ? (મ્હેતાજીએ તેને ' ચૂપ ' થવા કહ્યું. ચિનુ ચોબીલો પડીને પોતાને નંબરે જઇ બેઠો. )

મ્હેતાજીઃ—સાંભળો. હું એમ પૂછું છું, કે 'વખત' ને આપણે શાની ઉપમા આપી શકીએ ? ( નંબરના અનુક્રમ

પ્રમાણે મ્હેતાજીની આંગળી ફરવા માંડી. જવાબ ન મળ્યો ત્યાં સુધી આસ્તે આસ્તે ઉંચી થઇને નમી જતી આંગળી વિદ્યાર્થીઓપર ફરીને પસાર થવા લાગી. ઇકોતેરમા નંબર-વાળો છોકરો ધનિયો પગને ઠીંચણ આગળથી વાળીને અદુકડો–ટટાર બેસી, માસ્તરની આંગળી પોતાનાપર આવવાની રાહ જોતો હતો. તેનો વારો આવ્યો એટલે તરત જ તેણે જવાબ આપ્યો. )

ધનિયોઃ—કહું સાહેબ ! વખતને 'વેળા 'ની ઉપમા આપી શકાય !

મહેતાજી (કંટાળીને ):—બહુ ડાહ્યો ! બિલકુલ ઠોઠ ! સાંભળો, વખત અથવા વેળા એ પાણીના રેલાની પેઠે સપાટામાં વહી જાય છે, અથવા વખત વાયુની ગતિ જેવો છે, પંખી પેઠે પલકમાં ઉડી જાય એવો પાંખાળો છે— ( એક વિદ્યાર્થીનું ચિત્ત પોતાના દફતરની દોરી બાંધવામાં રોકાએલું જોઈ તેને મ્હેતાજીએ પૂછયું) મેં શું કહ્યું, શકરા ? કેમ ઘેર જવાની તૈયારી થાય છે કે શું ? બોલ, વખત કોના જેવો છે ?

શકરોઃ—" વખત કોના જેવો છે ? "

મ્હેતાજીએ ગુસ્સાના આવેશમાં આવી જઇ લાગલી જ સોટી સંભાળી અને શકરાની પાસે જઇ તેને બેચાર-પાંચ ફટકાવી દીધી. એટલી ક્રિયા પત્યા પછી પોતે બોલ્યા.

મ્હેતાજીઃ—મૂર્ખ, નાદાન ! વખત કોના જેવો છે, તે કહેવાનું મૂકીને મારું પૂછેલું વાક્ય બોલે છે ? બોલ, વખત કેવી વસ્તુ છે ?

શકરો ( રડતો રડતો જાતિ—અનુભવથી જવાબ આપતાં):—વખત બહુ સખત વસ્તુ છે સાહેબ ! ( પોતાને પડેલાં સોળ આગળ હાથ પંપાળવા લાગ્યો. )

મ્હેતાજી:—તદ્દન ખોટું. ચાલ ઉભો થા. ( શકરો બાંધેલું દફતર બગલમાં ઘાલીને ઉભો થયો, તેથી મ્હેતાજી ચીડાઇને બોલ્યા ):—દફતર લઇને કોણે ઉઠવાનું કહ્યું છે ? મૂકી દે હેઠળ. ( શકરાએ દફતર હેઠળ મૂક્યું ) જો, વખત કોના જેવો છે, તે મેં હમણાં જ બધાને સમજાવ્યું છે (રત્ના તરફ નજર કરીને ) કેમ રત્ના ! સમજાવ આ શકરાને. વખત કોના જેવો છે ?

( રત્નો પોતાના નંબરેથી ઉભો થઇને ):—ખરૂં પૂછાવો તો સાહેબ, સાહેબ......મારો ના તો કહું. ( મ્હેતાજી લગીર હસ્યા ; એટલે રત્નાની બીક મટી ગઇ, તે બેધડક બોલ્યો) વખત પાંખાળોય નથી ને વાયુના વેગવાળોય નથી ; વખત તો ધીમે.........ધીમે ગોધાની પેઠે ચાલનારો છે. આપ અગિયાર વાગ્યાનું લેસન લો છો, પણ કેમેય કર્યો વખત ખૂટતો જ નથી ને ! ( રત્નાએ પ્રકાશ પાડ્યો. તેને મહેતાજી કંઇ કહેવા જાય તે પહેલાં જમુ બોલી ઉઠ્યો ).

જમુ:—રત્નો ખોટું કહે છે, સાહેબ ! મારા બાપુ કને એકવાર તાપણી આગળ બેઠો હતો, ત્યારે મને શિખામણ દેતા'તા કે જુવાનીમાં વખત ઘણો જલદી પસાર થઇ જાય છે. (મનથી જ સંતોષ પામતો જમુ બોલીને બેસી ગયો. )

રમુઃ—ખરી વાત છે, સાહેબ ! વખત વાયુવેગી છે. રજાઓમાં અમે વ્હે... લા પરોઢીએ રમવા નીકળી પડીએ છીએ, ત્હોય જોતજોતામાં તો ખાધા વખત થઇ જાય છે!

રત્નોઃ-ત્યારે એ વખત જુદો હશે સાહેબ! જેમ બીજી વસ્તુઓના પ્રકાર હોય છે, તેમ વખત વખતનાય પ્રકારો હશેઃ નહિ તો લખવા આપેલું લેસન, ઘર આગળ કરવા બેસીએ છીએ, ત્યારે કીડીના પગ જેટલો વખત પણ ઓછો થતો હોય એમ લાગતું નથી !

મહેતાજીઃ—તમે એમ નહિ સમજો. જુઓ. વખત વિષે પાઠ શરૂ કર્યે કેટલી પળો વીતી હશે, ચિનુ! કહે, તું.

ચિનુઃ--હમણાં જ શરૂ કર્યો છે ને.

મહેતાજીઃ--તું ભૂલે છે. પાઠ શરૂ કર્યે પૂરી પન્દર પળો પસાર થઇ ગઇ. છતાં તમને તે લાગી નહિ; કેમકે તમે સઘળા એ વિષયમાં લીન થઇ ગયા છો--

મહેતાજી વિશેષ બોલવા જાય તે પહેલાં ચન્દુ, જેણે પોતાની નોટમાં " વિષય એટલે કપાળ તારૂં " એ વાક્ય ટપકાવી લીધું હતું, તે બોલી ઉઠયો ).

ચન્દુઃ-વિષયમાં એટલે શું કપાળમાં લીન થયા છીએ સાહેબ ! કપાળને-મગજને તો આ ભરશિયાળાનો દહાડો, આપે પાઠ શરૂ કર્યો ત્યારથી ઉન્હાળાના ખરા મધ્યાહ્ન જેવા લાગી રહ્યો છે !

( એટલામાં ઘંટ વાગે છે એટલે છોકરાઓને છૂટી મળે છે. )



# ખડાયતામિત્ર



ખડાયતામિત્રના ગ્રાહકને લવાજમ દાખલ દરરોજની માત્ર એક પાઇ જેટલી જ રકમ આપવાની હોય છે—અર્થાત તેનું વાર્ષિક લવાજમ ફક્ત બે રૂપિયા છે.

ખડાયતામિત્ર દ્વારા બાર મહિને લગભગ પાંચસો પાન જેટલું સર્વોત્કૃષ્ટ વાચન મળે છે.

ખડાયતામિત્રના ગ્રાહકોને ચાલુ વર્ષે તો માસિક ઉપરાંત એટલું ખાસ પુસ્તક મળે છે.

ખડાયતામિત્ર ખુશામતથી વેગળું રહીને સાચી જ વાતો વિનાસંકોચે કહી દે છે.

ખડાયતામિત્રમાં કસાયલી કલમથી લખનાર અનુભવી વિદ્વાનોના લેખો છપાય છે.

ખડાયતામિત્ર વિષે ગુજરાતનાં લગભગ સઘળાં શિષ્ટ પત્રોએ અને પ્રતિષ્ઠિત માસિકોએ તેમ જ સમર્થ વિદ્વાનોએ, સાક્ષરોએ અને સમાજસુધારકોએ, સંતોષપ્રદ મત, એકથી વધુવાર વ્યક્ત કરેલો છે.

ખડાયતામિત્રના ગ્રાહક હજુએ ન થયા હો તો થવા સારૂ નીચેને શિરનામે પત્ર લખી નામ નોંધાવશો :—

ખડાયતામિત્ર કાર્યાલય

અમદાવાદ

